મહાકવિ-જગન્નાથ પંડિત વિરચિત

# " કરુણા લહરી "

ગોરધનદાસ [illegible] એન્જીનીયર,
બી. એ. એલએલ. બી. સોલીસીટર.

મહાકવિ-જગન્નાથ પંડિત વિરચિત

# "કરુણા લહરી"

નું

સમશ્લોકી ભાષાન્તર

"શ્રીકાન્ત ! કૃષ્ણ ! કરુણાકર ! કંજનાભ !
કૈવલ્યવલ્લભ ! મુકુંદ ! હરે ! મુરારે !"
નામાવલી વિમલમૌક્તિકહારકાંતિ,
લાવણ્યબંધનવતી ધરીએ સુકંઠે.

અનુવાદક તથા પ્રકાશક:

ગોરધનદાસ ડાહ્યાભાઈ એન્જીનીયર,
બી. એ., એલએલ. બી., સોલીસીટર.

સંવત ૧૯૯૬ સને ૧૯૩૯

મૂલ્ય રૂા. ૦-૬-૦.

મુદ્રક—રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઈ, બી. એ.
મુદ્રણસ્થાન—"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ





પ્રકાશક:—ગોરધનદાસ ડાહ્યાભાઇ એન્જીનીયર,
મહારાજ મેન્શન, સેંડહર્સ્ટ રોડ,
મુંબઈ નં. ૪.

महाकविजगन्नाथपंडितविरचिता

# श्रीकरुणा-लहरी

शिशिरीकुरुते कदा नु नः
  शिखिपिच्छाभरणः शिशुर्दृशोः।
युगलं विगलन्मधुद्रव-
  स्मितमुद्रामृदुना मुखेन्दुना ॥

अविवेकघनांधदिङ्मुखे
  बहुधासंततदुःखवर्षिणि।
भगवन् भवदुर्दिने पथः
  स्खलितं मामवलोकयाच्युत ॥

अपराधसहस्रभाजनं
  पतितं भीमभवार्णवोदरे।
अगतिं शरणागतं हरे
  कृपया केवलमात्मसात्कुरु ॥

---

पण्डितराजश्रीजगन्नाथविरचिता

# श्रीकरुणा-लहरी

विषीदता नाथ विषानलोपमे
विषादभूमौ भवसागरे विभो ।
परं प्रतीकारमपश्यताधुना
मयायमात्मा भवते निवेदितः ॥ १ ॥

भवानलज्वालविलुप्तचेतनः
शरण्य तेऽङ्घ्रिं शरणं भयादयाम् ।
विभाव्य भूयोऽपि दयासुधाम्बुधे
विधेहि मे नाथ यथा यथेच्छसि ॥ २ ॥

विहाय संसारमहामरुस्थली-
मलीकदेहादिमिलन्मरीचिकाम् ।
मनोमृगो मे करुणामृताम्बुधे
विगाढुमीश त्वयि गाढमीहते ॥ ३ ॥

મહાકવિજગન્નાથપંડિતવિરચિત

# "શ્રી કરુણાલહરી"

વિષાદઘેરે[1] વિષઅગ્નિના સમી,
વિષાદભોમે[2] ભવસાગરે પ્રભો !
ન જોઈને અન્ય ઉપાય મ્હેં હવાં,
વિભો ! મમાત્મા તમને નિવેદિયો.[3] ૧

ભવાગ્નિઝાળે મમ લુપ્ત ચેતન,
શરણ્ય ! આવ્યો તમ શર્ણમાં ભયે
કરી ઘણું ચિંતન હે દયામ્બુધે !
કરો તમોને જેમ ઇષ્ટ લાગતું. ૨

અસત્યદેહાદિમરીચિકાભરી[4]
મરુસ્થલી[5] આ ભવની ત્યજી કરી
દયામૃતાબ્ધે ! મમ આ મનોમૃગ[6]
વિલીન થાવા તમમાંહિ ઇચ્છતું. ૩

---

૧. શોકના ગેરંભા–ઘેરાવાને લીધે. ૨ શોકથી ભરેલી પૃથ્વીમાં. ૩ મારા આત્માનું નિવેદન આપને કર્યું. ૪ મૃગજળભરેલી. ૫ મારવાડ જેવી ઉજડ ભૂમિ. ૬ મનરૂપી હરણ.

त्वदंघ्रिफुल्लाम्बुजमध्यनिर्गल-
न्मरन्दनिःस्यन्दनितान्तलम्पटः।
मनोमिलिन्दो मम मुक्तचापल-
स्त्वदन्यमीशान तृणाय मन्यते ॥ ४ ॥

जगत्त्रयत्राणविधौ धृतव्रतं
तवांघ्रिराजीवमपास्य ये जनाः।
शरण्यमन्यन्मृगयन्ति यान्ति ते
नितान्तमीशान कृतान्तदेहलीम् ॥ ५ ॥

रमामुखाम्भोजविकासनक्षमो
जगत्त्रयोद्बोधविधानदीक्षितः।
कदा मदज्ञानविभावरीं हरे
हरिष्यति त्वन्नयनारुणोदयः ॥ ६ ॥

सुरासुरस्वान्तचकोरचुम्बिता
समस्तसंतापचयापनोदिनी।
महानिशीथे मम मानसे कदा
स्फुरिष्यति त्वन्मुखचन्द्रचन्द्रिका ॥ ७ ॥

ઝરંત પાદામ્બુજથી તમ પ્રભો !
રસસ્રવોમાં અતિ લુબ્ધ લંપટ
ભમી ત્યજી સૌ મનભૃંગ[૭] આ મમ
ગણુંત બીજા સહુને વિભો તૃણ. ૪

જગત્ત્રયત્રાણતણું[૮] ધર્યું વ્રત,
પદાબ્જ એવા તમ જે ત્યજી જનો
શરણ્ય બીજાં ઢૂંઢતા જતાજ તે
નિતાન્ત ઇશાન ! કૃતાંતધામ[૯] તે. ૫

રમામુખાંભોજવિકાસકારક,[૧૦]
ત્રિલોકઉદ્બોધનકાજ દીક્ષિત[૧૧]
કદા મમાજ્ઞાનનિશા[૧૨] નિવારશે,
હરે ! તમારો નયનારુણોદય ?[૧૩] ૬

સુરાસુરસ્વાંતચકોરચુંબિતા,[૧૪]
સમસ્તસંતાપસમૂહહારિણી[૧૫]
મને કદા ઘોર નિશે પ્રકાશશે,
પ્રભો ! તમારી મુખ ચંદ્રચંદ્રિકા ?[૧૬] ૭

---

૭ મનરૂપી ભમરો. ૮ ત્રણે ભુવનનું રક્ષણ કરવાનું. ૯ યમરાજાના ધામમાં. ૧૦ લક્ષ્મીના વદનકમળને વિકસાવનાર. ૧૧. ત્રણ લોકને જાગ્રત કરવાની દીક્ષા જેણે લીધી છે એવો. ૧૨ મારી અજ્ઞાનરૂપી રાત્રિ. ૧૩. તમારા નયનરૂપી અરૂણનો ઉદય. ૧૪. દેવ અને દાનવરૂપી ચકોરે જેને ચીથી છે એવી. ૧૫ આખા સંસારના તાપના સમૂહને ટાળનારી ૧૬. મુખરૂપી ચંદ્રનો પ્રકાશ.

सुयौवनापाण्डुरगण्डमण्डल-
प्रतिस्फुरत्कुण्डलताण्डवाद्भुतम् ।
गदाग्रज त्वन्मुखफुल्लपङ्कजं
कदा मदक्ष्णोरतिथीभविष्यति ॥ ८ ॥

सुरापगातुङ्गतरंगचालितां
सुरासुरानीकललाटलालिताम् ।
कदा दधे देव दयामृतोदधे
भवत्पदाम्भोरुहधूलिधोरणीम् ॥ ९ ॥

महाजवाश्छिन्नविवेकरश्मयो
मदोद्धता देव मदक्षवाजिनः ।
हरे समासाद्य तवांघ्रिमन्दुरा-
मपास्तवेगा दधतां सुशीलताम् ॥ १० ॥

ઉદાર સૌંદર્યવતી પ્રિયાતણા  
કરી પ્રતિબિંબિત ગંડમંડલ  
કરંત કૈં તાંડવ કુંડલે તમ  
હિસંત કૈં અદ્‌ભુત ને મનોરમ  
પ્રફુલ્લ તે આપતણું મુખાંબુજ,  
સુધન્ય ને વાંછિત કૈંક જન્મથી  
કદા થશે આ મમ નેનનો વિભો !  
અભીષ્ટ વ્હાલો અતિથિ ગદાગ્રજ ? ૮

સુરોતણી પુણ્યજલા નદીતણા  
મનોજ્ઞઉત્તુંગ તરંગ તે થકી  
શિરે અતિ પ્રેમથકી વહાઇ જે,  
લલાટ–શોભા સુરદૈત્યસૈન્યની  
તમોતણાં આ ચરણારવિંદની  
સુરેણુ, તેની અતિ રમ્ય વાહિની  
કદા ધરૂં દેવ દયામૃતોદધે[૧૭]  
ભવાબ્ધિની પાર જવા સુખેવિભો ? ૯

વિવેકરાશો[૧૮] તૂટી તીવ્ર વેગથી,  
મદાંધ મારા નયનાશ્વ[૧૯] દેવ જે  
હરે ! પહોંચી તમ પાદમંદુરે[૨૦],  
ત્યજી મહાવેગ સુશીલતા ધરો. ૧૦

---

૧૭ તમારી ચરણુરજ જેને ગંગ.જીએ ધારણુ કરી છે અને જેને દેવ-દૈત્યના સૈન્યે લલાટે લગાડી છે તેનાં સ્રોતનું શરણુ હું ક્યારે ગ્રહીશ ? ૧૮ વિવેકરૂપી લગામો. ૧૯ આંખોરૂપી ઘોડા. ૨૦ તમારાં ચરણુરૂપી ઘોડાર–અશ્વશાળામાં.

पुरातनानां वचसामगोचरं
महेशितारं पुरुषोत्तमं पतिम् ।
अपास्य तं त्वां निरपत्रपा सती
सती मतिर्मे कथमन्यमेष्यति ॥ ११ ॥

न जाग्रति स्वप्नदशान्तरेऽपि वा
परं विजाने तव पादपंकजात् ।
इति स्म सत्यं यदि भाषितं मया
कदा जगन्नायक मामुरीकुरु ॥ १२ ॥

अयि दीनतरं दयानिधे
दुरवस्थं सकलैः समुज्झितम् ।
अधुनापि न मां निभालयन्
भजसे हा कथमश्मचित्तताम् ॥ १३ ॥

सुमहन्ति जगन्ति बिभ्रत-
स्तव यो नाविरभून्मनागपि ।
स कथं परमाप्त देहिनां
परमाणोर्मम धारणे श्रमः ॥ १४ ॥

नितरां विनयेन पृच्छते
सुविचार्योत्तरमत्र यच्छ मे ।
करितो गिरितोऽप्यहं गुरु-
स्त्वरितो नोद्धरसे यदद्य माम् ॥ १५ ॥

પુરાતનોને નવ વાણુગોચર,
મહેશ એ'વા પુરુષોત્તમ પ્રભુ
તમે, તમોને ત્યજી, લાજ શું ત્યજી,
સતી મતિ આ મુજ ચાલી અન્યને? ૧૧

"ન જાગ્રતે સ્વપ્નદશાન્તરે વળી,
કો અન્ય જાણું તમ પાદપદ્મથી"
સુસત્ય એ'વું યદિ વેણુ મ્હારૂં,
કહો જગન્નાયક ભેટશો મને? ૧૨

અતિ દીન અહો દયાનિધે!
દુરવસ્થાગત સર્વત્યક્ત છું,
હજીયે મમ ભાળ ના લઇ
ધરતા હા! કયમ વજ્રચિત્તતા![21] ૧૩

જ ગ ભા ર વ તું ય ધા ર તાં,
નવ લાગ્યો શ્રમ આપને જરા;
કયમ તો પરમાપ્ત દેહીના,
પરમાણુ મમ ધારતાં થતો? ૧૪

વિનયે મમ નમ્ર પ્રશ્ન આ,
વિભુ! દ્યો ઉત્તર પૂર્ણ ચિંતવી;
"કરિથી[22] ગિરિથીય[23] હું ગુરુ,[24]
મુજ ઉદ્ધાર કરો ન સદ્ય કે?" ૧૫

---

૨૧ વજ્ર જેવા કઠિન હૃદયના કેમ થાઓ છો? ૨૨ ગજેન્દ્ર હાથી કરતાં, ૨૩ ગોવર્ધન પર્વત કરતાં પણ. ૨૪ ભારે વજનદાર.

न धनं न च राज्यसंपदं
नहि विद्यामिदमेकमर्थये ।
मयि धेहि मनागपि प्रभो
करुणाभंगितरंगितां दृशम् ॥ १६ ॥

अयमत्यधमोऽपि निर्गुणो
दयनीयो भवता दयानिधे ।
वमतां फणिनां विषानलं
किमु नानन्दयिता हि चन्दनः ॥ १७ ॥

क्षुधितस्य नहि त्रपास्ति मे
प्रतिरथ्यं प्रतिगृह्णतः कणान् ।
अकलङ्क यशस्करं न ते
भवदीयोऽपि यदन्यमृच्छति ॥ १८ ॥

नितरां नरकेऽपि सीदतः
किमु हीनं गलितत्रपस्य मे ।
भगवन्कुरु सूक्ष्ममीक्षणं
परतस्त्वां जनता किमालपेत् ॥ १९ ॥

नरके निजकर्मकाल्पिता
भजतो मे महतीरपि व्यथाः ।
इदमेकमसह्यमीक्षका
यदनाथं निगदन्ति मां विभो ॥ २० ॥

 ૨૨૩૮૪

ધનની નહિ રાજ્યઋદ્ધિની,
નહિ વિદ્યાતણી લેશ યાચના;
પ્રભુ દૃષ્ટિ જરા મમ પ્રતિ,
કરુણાભંગિતરંગિતા[25] કરો. ૧૬

અધમ પ્રભુ નિર્ગુણી છતાં,
કરુણાપાત્ર દયાબ્ધિ આ તમ;
વિષઅગ્નિ વમંત નાગને,
નહિ શું ચંદન શાંતિદાયક? ૧૭

પ્રતિમાર્ગ[26] કણો અહંતને,
નહિ લજ્જા મુજને ક્ષુધાર્તને;
અકલંક! ન એ યશસ્કર,
તમને કે તમ અન્યને ભજે. ૧૮

નરકે અવિરામ[27] સીઝતા,
મુજને હીન શું લાજહીનને?
જનમાં તમ તોલ શો થશે?
ભગવન્ સૂક્ષ્મ કરો સમીક્ષણ.[28] ૧૯

તમને ભજનારને મને,
નરકે કર્મવિનિર્મિતા વ્યથા;[29]
પણ એક અસહ્ય વેદના,
મુજને સર્વ અનાથ લેખતા. ૨૦

---

૨૫ કૃપાકટાક્ષની ઊર્મિવાળી. ૨૬ રસ્તે રસ્તે. ૨૭ સતત–નિરંતર. ૨૮ અવલોકન. ૨૯ કર્મનાં પરિણામે ઉત્પન્ન થતી પીડા.

मृगदन्तिमुखान्मया सह
प्रतिरुद्धान्भवजालबन्धने ।
तव मामपहाय मुञ्चतः
करुणा किं न भिनत्ति मानसम् ॥ २१ ॥

निरुपाधिजनार्तिहारिणं
भगवंस्त्वामवगत्य तत्त्वतः ।
कृतपुण्यचयावहेलनं
कथमञ्जेक्षण मामुपेक्षसे ॥ २२ ॥

सततं निगमेषु शृण्वता
वरद त्वां पतितानुपावनम् ।
पुरु पापमुपास्यतेऽनिशं
त्वयि विश्वासधिया मया विभो ॥ २३ ॥

सुकृतं न कृतं पुरा कदा-
प्यथ सर्वं कृतमेव दुष्कृतम् ।
अधुना गलितह्रिया मया
भगवंस्त्वां प्रति किं निगद्यताम् ॥ २४ ॥

मदकामविमोहमत्सरा
रिपवस्त्वत्पुर एव विह्वलम् ।
धृतशार्ङ्गगदारिनन्दक
प्रतिकर्षन्ति कथं न लज्जसे ॥ २५ ॥

મૃગદંતિમુખો[30] વિબદ્ધ જે,
મુજ સાથે ભવજાળબંધને,
કરુણા ઉર કાં ન ભેદતી
કરતાં હું વિણ મુકત તેમને? ૨૧

નિરુપાધિ જનાર્તિહારી[31] છો,
વિભુ! જાણી કંઇ એમ તત્ત્વથી,
કરી મેં સહુ પુણ્યહેલના,
સમુપેક્ષો કમલાક્ષ! કાં મને? ૨૨

નિગમે[32] સુણિયું સદાય છો
વરદાતા પતિતાનુપાવન;
બહુ પાપઉપાસના[33] કરી,
ધરીં વિશ્વાસ સદા તમોવિશે. ૨૩

કરિયું શુભ કાર્ય ના કદા,
કરિયાં દુષ્કૃત સર્વ પૂરવે;
તમ સંમુખ લાજહીન હું,
ભગવન્ શું અધુના વદી શકું? ૨૪

મદ કામ ત્રિમો હ મ ત્સ રો
રિપુઓ વિહ્વલને મને વિભો!
તમ સંમુખ ખેંચતા, ન શું
તમને લાજ ગદાધનુર્ધર?[34] ૨૫

---

૩૦ દાંતવાળા હાથી જેવા પશુ. ૩૧ જનોનાં સંપૂર્ણ રીતે દુઃખ ટાળ-નાર. ૩૨ વેદમાં. ૩૩ પાપની સેવના. ૩૪ કામ ક્રોધાદિ શત્રુઓ આપની સ્હામે આપના દેખતાં મને ખેંચી જાય છે છતાં ગદા–ધનુષ આદિ આયુધો ધારણ કરનાર આપને શું જરા પણ લાજ લાગતી નથી?

अयि गर्तमुखे गतः शिशुः
पथिकेनापि निवार्यते जवात्।
जनकेन पतन्भवार्णवे
नं निवार्यो भवता कथं विभो ॥ २६ ॥

सुकृतप्रिय मान्यथास्तु ते
सुकृतिभ्यः सुखदस्य सुप्रथा।
अपि पापमबिभ्रतस्तु मां
तव विश्वंभरनाम दुर्लभम् ॥ २७ ॥

वचनैः परुषैरिह प्रभो
यदि रोषं समुपागतोऽसि मे।
मुखरं कृतकोटिकल्मषं
करुणाब्धे जगतोऽपसारय ॥ २८ ॥

यदि वीक्ष्य ददासि मत्कृतिं
न मयैव प्रतिगृह्यते तदा।
अथ चेन्निजमाशयं प्रभो
परितुष्टः शिरसा वहामि तत् ॥ २९ ॥

અયિ! ગર્તમુખે[35] જતાં શિશુ,
ઝટ તેને પથિકો વારતો;
થઇ તાત ન કેમ વારતા,
પડતાં આ ભવસિંધુમાં વિભો? ૨૬

સુકૃતપ્રિય![36] અન્યથા ન હો,
સુકૃતિને[37] સુખની તમ પ્રથા;
અઘપૂર્ણ[38] મને ન તારતાં,
તમ વિશ્વંભર–નામ દુર્લભ.[39] ૨૭

મમ કર્કશ વાક્યથી પ્રભો!
તમને હું પર રોષ જો થયો
અઘકોટિ કરંત જલ્પને[40]
કરુણાબ્ધિ જગથી ઉગારશો. ૨૮

કૃતિ જો મમ જોઇને દિયો,
મુજથી તો કદિ ના સહાય કૈં;
પણ હો કરુણાર્હ[41] જો ગણી
શિર હું તો પરિતુષ્ટ[42] થૈ ધરું. ૨૯

---

૩૫ ખાડાની કોરપર. ૩૬ સત્કાર્યો કરનાર જેને વ્હાલા છે એવા. ૩૭ સારાં કાર્ય કરનારને. ૩૮ પાપથી ભરેલો. ૩૯ વિશ્વના પાલક તરીકે તમારું "વિશ્વંભર"નામ નિરર્થક નિવડશે. ૪૦ બકવાટ કરનારને. ૪૧ કરુણા દર્શાવવાને યોગ્ય. ૪૨ સંતોષ પામીને.

पतितोऽप्यतिदुर्गतोऽपि सन्
न कृतघ्नो निखिलागसां पदम् ।
भवदीय इतीरयंस्त्वया
दयनीयस्तपयैव केवलम् ॥ ३० ॥

सुकृतप्रकृतौ जने त्वया
कृतया किं कृपया कृपानिधे ।
यदि मादृशि सा विधीयते
तव कीर्तिर्वद कीदृशी तदा ॥ ३१ ॥

अयि शैशवलालितः शिशुः
प्रतिबुद्धो जनकेन ताड्यते ।
न कदापि च लालितस्त्वया
किमु ताड्यो भगवन्कुकर्मभिः ॥ ३२ ॥

અતિ દુર્ગત[૪૩] ને પતિત હું,
નગુણો સૌ દુરિતોતણું પદ,[૪૪];
ભવદીય[૪૫] ગણો તદા તમ
દયનીય[૪૬] પ્રભુ માત્ર લાજથી. ૩૦

સુકૃત પ્રકૃતિ જને[૪૭] કૃપા,
કરી કીધું બહુ શું કૃપાનિધે!
મુજશા પર જો કરો કૃપા
તમ કે'વી પ્રસરે સુકીર્તિ તો? ૩૧

નિજ લાલિતબાળને પિતા,
અયિ! તાડે વિપરીત વર્તતાં;
તમ લાલિત ના, છતાં ઘટે
મુજને તાડન દુષ્ટકર્મથી?[૪૮] ૩૨

અથવા

કરતા પિતુ બાલ્યલાલિત
શિશુને તાડન બુદ્ધિ આવતાં;
તમ લાલિતને કદાપિ શું
ન કરો તાડન દુષ્ટકર્મથી?[૪૯] ૩૨

---

૪૩. માઠી દશાને પામેલો. ૪૪. પાપનું ધામ. ૪૫. આપનો પોતાનો, ૪૬. દયાને પાત્ર. ૪૭. જે સ્વભાવથીજ સારાં કાર્ય કરનાર છે એવાં જનોપર. ૪૮. લાડ લડાવેલો બાળક જો પિતાની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તન કરે તો પિતા તેને શિક્ષા કરે છે; પણ હું કે જેને આપે જરાપણ લાડ લડાવ્યા નથી તેને આપની આજ્ઞાથી વિરૂદ્ધ દુષ્ટ કર્મ કરવા માટે શિક્ષા કરવી એ શું આપને શોભે છે? ૪૯ બાળપણામાં લાડ લડાવેલો બાળક સ્હમજણો થાય છે ત્યારે પિતા તેને તેના અપરાધ માટે શિક્ષા કરે છે; ત્યારે જે આપનો લાડ લડાવેલો બાળક છે તે દુષ્ટ કર્મ કરે તો પણ કોઇ પણ કાળે તેને શું આપ શિક્ષાને પાત્ર ગણી શિક્ષા નહીં કરો?

अहमेव हि दोषदूषितो
भगवंस्त्वां समुपालभे मुधा।
रमणीविरहज्वरज्वलन-
नमृतांशुं कुमतिर्विनिन्दति ॥ ३३ ॥

करुणाकर दुर्दशाकुल
पतितालम्बन पापपञ्जरम्।
अमृताम्बुनिधे महाज्वरं
नहि जह्या जगदीश जातु माम् ॥ ३४ ॥

कटुजल्पनमल्पकस्य मे
नहि ते कल्पयतु क्रुधं विभो।
कुपितातुरबालभाषितं
किमु गृह्णन्ति मनाङ्महाशयाः ॥ ३५ ॥

भुजगाहितकल्पितध्वज
स्फुरदाशाभुजगालिवेल्लितम्।
जटिलज्वरकुञ्जराङ्कुश
ज्वरजुष्टं न जहीहि जातु माम् ॥ ३६ ॥

અયિ! દોષિત દોષથી વિભો!
તમને નિષ્ફળ દોષ હું દઉં;
રમણીવિરહજ્વરે જ્વલી,
ઋષિનિંદા કરતો જ દુર્મતિ. ૩૩

કરુણાકર! દુર્દશાર્તને,
પતિતાલંબન! પાપધામને,
વિષમજ્વરને સુધામ્બુધે!
મુજને હે જગદીશ! ના ત્યજો.[૫૦] ૩૪

કટુ જલ્પન[૫૧] અલ્પ જીવનું,
ન કરો કોપિત આપને વિભો!
કુપિતાતુર બાલ વેણુને,
કદિ લેશે ગણતા મહાશયો? ૩૫

ગરુડધ્વજ! આ વિબદ્ધને
સ્ફુરતી આશભુજંગિનીથકી
જટિલજ્વરકુંજરાંકુશ!
મુજને ના ત્યજશો જ્વરાર્તને.[૫૨] ૩૬

---

૫૦. દુર્દશાની પીડાથી દુઃખી એવો જે હું તેને હે કરુણાના સાગર! ત્યજશો નહીં. પાપોનાં ધામ રૂપ મને હે પાપીના આધાર! ત્યજશો નહીં. અસાધ્ય રોગની પીડાવાળા મને હે અમૃતના સાગર! તરછોડશો નહીં. ૫૧. બકવાટ. ૫૨. ઘડી ઘડી ઉત્પન્ન થતી આશારૂપી નાગણના પાશથી બંધાયેલો એવો જે હું તેને હે ગરુડધ્વજ! ત્યજશો નહીં. હે જટિલજ્વરકુંજરાંકુશ! અર્થાત્ વિષમ વ્યાધિરૂપી હાથીને વશ કરનાર અંકુશ રૂપ! આપ આ વ્યાધિની પીડાથી પીડિતને છાંડી દેશો નહીં.

न वदामि न दुष्कृतं मया
कृतमित्युक्तिमिमां तु मे शृणु ।
मम भीतिमनीनशद्विभो
पतितोद्धारक नाम तावकम् ॥ ३७ ॥

अपि शर्वपितामहादिभि-
र्भजनीयः पुरुषोत्तमो हि यः ।
तमुपालभमानमुद्धतं
धिगिमं मां धिगिमां धियं मम ॥ ३८ ॥

अथ सर्वमिदं मयोज्झितं
भवतोऽन्यन्नहि किंचिदर्थये ।
मम मानसगोचरीभव-
त्वरविन्दाक्ष तवाद्भुतं वपुः ॥ ३९ ॥

हरिनीलमयावनीतले
वरवृन्दाविपिने विलासिनि ।
मणिमण्डपमध्यविस्फुर-
द्विबुधक्ष्मारुहमूलमाश्रितम् ॥ ४० ॥

ન વદું, "નવ દુષ્ટ કર્મ મ્હેં
કરિયાં," ઉક્તિ સુણો જ આ મમઃ-
મમ ભીતિ ટળી ગઇ વિભો !
પતિતોદ્ધારક નામથી તમ.[૫૩] ૩૭

ભજનીય[૫૪] વિરંચિ[૫૫] શંભુના,
સહુના જે પુરુષોત્તમ પ્રભુ,
બની ઉદ્ધત દૂષું તેમને,
મુજને, ધિગ્ધિક બુદ્ધિને મમ. ૩૮

પ્રભુ આ સહુ મ્હેં ત્યજી દીધું,
નવ યાચું તમ પાસ અન્ય કૈં;
વપુ[૫૬] અદ્ભુત આપનું વિભો !
મમ હો માનસચક્ષુગોચરી.[૫૭] ૩૯

મણિરત્નમયી ધરાતલે,
વરવૃંદાવિપિને વિલાસમાં
મણિમંડપમધ્ય શોભતું,
સુરનાં કલ્પતરુની છાંયમાં. ૪૦

---

૫૩ "પતિતોદ્ધારક" અર્થાત્ પાપીના તારનાર એવું આપનું નામ સાંભળીને "મારા જેવા પતિત પાપીનો ઉદ્ધાર થશે નહીં" એવી બીક મટી ગઇ. ૫૪ ભજવા યોગ્ય. ૫૫ બ્રહ્મા. ૫૬ શરીર, સ્વરૂપ. ૫૭ મનરૂપી ચક્ષુથી નિર્ખી શકાય એવું. શ્લોક ૪૦ થી ૫૨ માં પ્રભુના વપુ–સ્વરૂપનું વર્ણન છે જેનું દર્શન મનરૂપી ચક્ષુથી ધ્યાનમાં કરવાની અભિલાષા પ્રભુ સંમુખ વ્યક્ત કરે છે.

शिखिपिञ्छमहामणिस्फुरन्-

मुकुटाकुञ्चितकान्तकुन्तलम् ।

कमनीयतरालकावलि-

भ्रमणभ्राजिललाटसुन्दरम् ॥ ४१ ॥

शरदिन्दुसहोदराननं

दलदम्भोजपलाशलोचनम् ।

अरुणाधरकान्तिदन्तुर-

स्फुटदन्तांशुविकासिताम्बरम् ॥ ४२ ॥

दरपाण्डुरगण्डमण्डल

प्रतिसर्पत्कमनीयकुण्डलम् ।

मणिमौक्तिकमञ्जुमञ्जरी

महनीयद्युतिरञ्जितश्रुति ॥ ४३ ॥

पृथुवर्तुलमौक्तिकावली-

सुषमावेल्लितकान्तकंधरम् ।

हरिनीलगिरिद्युतिद्रुहा

कमलामन्दिरवक्षसाञ्चितम् ॥ ४४ ॥

શિખિપિચ્છમહાર્ઘમણિમહ્યા[58]
મુકુટે કુંચિત[59]કુંતલે[60] રૂડું;
કમનીય સુકેશ ગુચ્છનાં
ભ્રમણે સુંદર ભાલથી[61] પ્રિય. ૪૧

શરદિન્દુ[62]સમાન આનને,[63]
ઝગતું પદ્મપલાશલોચને
અરુણાધર કાંતિરશ્મિએ,[64]
સ્ફુટદંતાવલિની પ્રભાવડે,[65] ૪૨

લસતાં કમનીયકુંડલે,
હસતાં પાંડુર ગંડમંડલે
મણિમૌક્તિક મંજુ મંજરી-
દ્યુતિથી રંજિત કર્ણથી વર.[66] ૪૩

અતિ દીર્ઘ સુમૌક્તિકાવલિ-
દ્યુતિથી દ્યોતિત કાંત કંધરે,[67]
તુલસી-નવમંજરી રજે,
સુરભિપૂર્ણ ઉરે સુશોભિત.[68] ૪૪

---

૫૮ મોરના પીછાં અને મોટાં રત્ને મઢેલા. ૫૯ વાંકા (વાંકડીઆ
૬૦ વાળવડે. ૬૧ સુંદર વાળના ગુંછળાંના ફરફરવાથી સુશોભિત લાગતાં કપા
ળથી. ૬૨. શરદનો ચન્દ્ર. ૬૩ શરદઋતુના ચંદ્ર જેવાં વદનથી. ૬૪ રાતા
અધરોષ્ઠની જ્યોતિનાં કિરણોને લીધે. ૬૫ સ્પષ્ટ ઝળકતી દાંતોની હારની દ્યુતિવડે
૬૬ મણિમોતીની સુંદર લટોના ઝળકાટથી રંગાયલા કાનોને લીધે ઉત્તમ
૬૭ ઘણી લાંબી મોતીની માળાના તેજથી પ્રકાશિત થયેલા સુંદર સ્કંધો
વડે. ૬૮ કૂંળી તુલસીની મંજરીની રજે વડે સુંગધપૂર્ણ થયેલા ઉરથી શોભતુ

चरणाब्जनखावलम्बिनीं
भुजगाकारभुजान्तरागताम् ।
निबिडाभ्रमिव क्षणप्रभां
बृहदुत्फुल्लवनामलस्रजम् ॥ ४५ ॥

मणिकङ्कणकान्तिमांसलं
दरफुल्लाम्बुजसुन्दरद्युतिं ।
पतितोद्धरणं दृढव्रतं
कमनीयं करयोर्युगं दधत् ॥ ४६ ॥

वररत्नमयाङ्गुलीयका-
वलिशोभामिलिताङ्गुलीगणैः ।
मुहुराकुलितेन वेणुना
वशयत्प्राणभृतां मनःश्रुतीः ॥ ४७ ॥

उदरद्युतिनिम्नगोच्छल-
ल्लहरीरूपकरोमराजिकम् ।
पशुपालविलासिनीलसन्-
नयनाकर्षणनाभिनिम्नितम् ॥ ४८ ॥

कनकद्रवगौरमम्बरं
दधतोरुद्वितयेन सुन्दरम् ।
उदयन्मणिनूपुरप्रभा-
सरणिश्रेणिजटालजानुकम् ॥ ४९ ॥

ચરણાબ્જનખાવલંબિની,[૬૯]
ભુજગાકાર[૭૦] ભુજાંતરે રહી,
ઘનમેઘસમી ક્ષણપ્રભા,
વહતી કાનનપુષ્પમાળથી, ૪૫

મણિકંકણકાંતિયુક્ત જે,
ઝગતાં માંસલ તે કરદ્વયે
કમનીય, સરોજસુંદર,
પતિતોદ્ધારણકાજ જે વ્રતી, ૪૬

મણિમંડિતમુદ્રિકાવલિ-
દ્યુતએ શોભિત અંગુલીગણે
ક્ષણવાદિત વેણુએ મન-
શ્રવણો સર્વતણાં હરંત જે,[૭૧] ૪૭

ઉદરદ્યુતિની નદીતણી
લહરીરૂપક રોમરાજિથી
પ્રિય, લોલુપ ગોપિકાતણાં
નયનાકર્ષણરશ્મિથી નત[૭૨] ૪૮

અતિ સુંદર હેમવર્ણનાં
ધરતાં અંબર ઊરુએ વિભો!
ઉડતી મણિનૂપુરપ્રભા-
સરતી શ્રેણિવતાં સુજાનુથી,[૭૩] ૪૯

---

૬૯ ચરણકમળન. નખ સુધી પહોંચે એવી લાંબી. ૭૦ સર્પના આકાર-વાળી. ૭૧ મણિજડિત વીંટીઓના ઝળકાટથી શોભતી આંગળી વડે વેણુ વગાડી જે બધાનાં મન તથા શ્રવણને હરી લે છે એવું. ૭૨ લાલસાપૂર્ણ ગોપિકાઓના નેત્રનાં આકર્ષણનાં કિરણોથી નીચું નમેલું. ૭૩ ઝબકારા મારતી રત્નજડિત નૂપુરની દ્યુતિ રેલતી હારોવાળા ઘુંટણથી.

अरिगीर्णगजेन्द्रगोपने
    दधतां आस्तिकतामलौकिकीम् ।
त्रिजगन्महनीयमूर्तिना
    वरजङ्घायुगलेन शोभितम् ॥ ५० ॥

कुलिशाङ्कुशकम्बुसाम्बुज-
    ध्वजचक्राद्यभिरामलक्ष्मणा ।
अरुणारुणकोमलत्विषा
    कमनीयेन तलेन राजितम् ॥ ५१ ॥

विधिशर्वमुखामरस्फुरन्-
    मुकुटोभिन्नमणिप्रभाकुलम् ।
नखचन्द्रमयूखमूर्च्छिता-
    खिलतापं पदयोर्युगं दधत् ॥ ५२ ॥

सरतः सरणौ सतो बहिः
    स्वपतो वा लपतो गृहान्तरे ।
वपुरीदृशमीश तावकं
    हृदयालम्बनमस्तु मे सदा ॥ ५३ ॥ (कुलकम्)

અરિએ ગળિયો ગજેન્દ્રને,
કરવા ત્રાણ તે તણું ખરી
ગતિ જે ત્વરિતા અલૌકિકી
રમણીય પ્રિય જેહ તે થકી,
ત્રિજગે અંતિ પૂજ્ય મૂર્તિથી
ભુવનો મુગ્ધ કરંત રમ્ય જે,
કદલીસમ કાંતિ ધારતાં,
વર જંઘાયુગલે, સુશોભિત, ૫૦

કમળાંકુશ શંખવજ્ર ને
ધ્વજચક્રાદિ સુચિહ્ન અંકિત,
અરુણારુણ શાંત કાંતિથી,
ઝગતા પાદતલે સુશોભિત, ૫૧

વિધિ[૭૪] શંકરઆદિ દેવના
મુકુટોનાં મણિએ પ્રભાન્વિત
નખચંદ્રમયૂખથી[૭૫] દુઃખો
હરતું એ પદયુગ્મ[૭૬] ધારતું ૫૨

વપુ એવિધ ઇશ આપનું,
હૃદયાલંબન હો સદા મમ
સરણી સરતાંય બાહિરે,[૭૭]
સ્વપતાં, આલપતાં ગૃહાંતરે.[૭૮] ૫૩

---

૭૪. બ્રહ્મા. ૭૫ કિરણ. ૭૬ ચરણયુગલ. ૭૭ ઘરનાં પગથીઆં ઉતરીને બ્હાર જાઉં ત્યાં. ૭૮ ઘરમાં ઉંઘતો હોઉં ત્યારે અને વાર્તાલાપ કરતો હોઉં ત્યારે.

नवनीरदनीलिमद्युति-
नेमनीयो निगमैर्निरन्तरम् ।
निरये निपतन्तमाशु मां
नयनेनापि सनाथयेद्विभुः ॥ ५४ ॥

प्रणिपत्य हरे भवन्तमद्धा
विनिबद्धाञ्जलिरेकमेव याचे ।
जनुरस्तु कुले कृषीवलाना-
मपि गोविन्दपदारविन्दभावः ॥ ५५ ॥

वाचा निर्मलया सुधामधुरया यां नाथ शिक्षामदा-
स्तां स्वप्नेऽपि न संस्मराम्यहमहंभावावृतो निस्त्रपः ।
इत्यागःशतशालिनं पुनरपि स्वीयेषु मां बिभ्रत-
स्त्वत्तो नास्ति दयानिधिर्यदुपते मत्तो न मत्तः परः ॥ ५६ ॥

पातालं व्रज याहि वा सुरपुरीमारोह मेरोः शिरः
पारावारपरम्परां तर तथाप्याशा न शान्ता तव ।
आधिव्याधिजरापराहत यदि क्षेमं निजं वाञ्छसि
श्रीकृष्णेति रसायनं रसय रे शून्यैः किमन्यैः श्रमैः ॥ ५७ ॥

નવનીરદનીલિમદ્યુતિ,[૭૯]
નમવા યોગ્ય સદૈવ વેદથી
નરકે પડતાં મને કરો
નયનેથીય સનાથ તે વિભુ. ૫૪

પ્રણુમી તમને પરેશ સાચે,
વિનિબદ્ધાંજલિ એક એજ યાચું:-
મમ જન્મ કુલે કૃષીવલોનાં,[૮૦]
પ્રિયગોવિંદપદારવિંદભાવ.[૮૧] ૫૫

"પીયૂષ સ્રવતી[૮૨] વદી મધુગિરા[૮૩] શિક્ષા વિભો! દીધ જે,
તે સ્વપ્નેય ન સંસ્મરૂં અહહહા! ગર્વી ત્રપાહીન[૮૪] હું!"
એ આગે બળતા મને ફરી તમે સ્વીયો વિશે[૮૫] ધારતા;
બીજો આપથકી દયાનિધિ ન કો, ના મત્ત મારાથકી. ૫૬

જા પાતાળ વિશે સુરેન્દ્રપુર[૮૬] વા, આરોહ[૮૭] મેરુશિરે,[૮૮]
પારાવાર[૮૯] પરંપરા તર છતાં આશા શમે ના તવ;
આધિવ્યાધિજરાપરાહત મને જો ક્ષેમ વાંછે નિજ
પી શ્રીકૃષ્ણુરસાયન[૯૦] પ્રચુર[૯૧] તો શું વ્યર્થ કો યત્નથી? ૫૭

---

૭૯ નવાં વાદળાંની ભૂરી જ્યોતિવાળા. ૮૦ ખેડૂતોનાં. ૮૧ વ્હાલા ગોવિંદનાં ચરણુકમળમાં ભક્તિભાવ. ૮૨ અમૃત ઝરતી. ૮૩ મધુરી વાણી. ૮૪ લાજવિનાનો. ૮૫ નિજ ભક્તજનો વિશે. ૮૬ અમરાપુરી-સ્વર્ગ. ૮૭ ચઢ. ૮૮ મેરુપર્વતના શિખરપર. ૮૯ સમુદ્રોની હાર. ૯૦ શ્રીકૃષ્ણનામરૂપી ઔષધ. ૯૧ પુષ્કળ.

वज्रं पापमहीभृतां भवगदोद्रेकस्य सिद्धौषधं
मिथ्याज्ञाननिशाविशालतमसस्तिग्मांशुबिम्बोदयः ।
क्रूरक्लेशमहीरुहामुरुतरज्वालाजटालः शिखी
द्वारं निर्वृतिसद्मनो विजयते कृष्णेति वर्णद्वयम् ॥ ५८ ॥

विशालविषयाटवीवलयलग्नदावानल-
प्रसृत्वरशिखावलीविकलितं मदीयं मनः ।
अमन्दमिलदिन्दिरे निखिलमाधुरीमन्दिरे
मुकुन्दमुखचन्दिरे चिरमिदं चकोरायताम् ॥ ५९ ॥

सुरस्रोतस्विन्याः पुलिनमधितिष्ठन्नयनयो-
र्विधायान्तर्मुद्रामथ सपदि विद्राव्य विषयान् ।
विधूतान्तर्ध्वान्तो मधुरमधुरायां चिति कदा
निमग्नः स्यां कस्यांचन नवन याम्बुदरुचि ॥ ६० ॥

इमां वै विष्णुलहरीं जगन्नाथेन निर्मिताम् ।
यः पठेत्तस्य सर्वत्र जायन्ते जयसंपदः । ६१ ॥

इति पण्डितराजश्रीजगन्नाथविरचिता करुणालहरिः समाप्ता ।

વજ્ર પાપનગોતણું,[૯૨] ભવતણા રોગીતણાં ઔષધ,
મિથ્યાજ્ઞાનનિશાવિશાલતમના ચંડાંશુ-બિંબોદય;[૯૩]
ક્રૂરક્લેશતરૂતણા[૯૪] પ્રબળ કો જ્વાલાભર્યા અગ્નિ જે,
દ્વારો નિર્વૃતિ સદ્મનાં[૯૫] જયવતાં હો! 'કૃષ્ણ' એ વર્ણ બે.[૯૬] ૫૮

વિશાળ વિષયોતણે વન બળંત દાવાગ્નિની,
શિખા પ્રસરતી, થયું વિકલ ચિત્ત તેથી મુજ;
પ્રપૂર્ણ અતિ ઇંદિરે[૯૭] નિખિલમાધુરીમંદિરે,[૯૮]
મુકુંદમુખચંદિરે[૯૯] મનચકોર[૧૦૦] મારૂં રમો. ૫૯

સુખે બેસી તીરે અમર તટિનીને,[૧૦૧] નયનની
રચી અંતર્મુદ્રા[૧૦૨] પ્રય સકલ ગાળી વિષયને,
ઉરોનાં અંધારાં રહિત મધુ ચૈતન્યલહરે,[૧૦૩]
કદા ડૂબું કોની નવજલદ જેવી દ્યુતિ વિશે.[૧૦૪] ૬૦

કરુણા લહરી ગુંથી આ જગન્નાથ પંડિતે,
જે ભણે તેહ સર્વત્ર પામે વિજય સંપદ: ૬૧

સમાપ્ત

---

૯૨ જે પાપરૂપી પર્વતને તોડનાર વજ્ર સમાન છે. ૯૩ જે ખોટા જ્ઞાનની રાત્રિના સર્વત્ર વ્યાપેલાં અંધકારના સૂર્યના ઉદય રૂપ છે. ૯૪ નિર્દય ક્લેશરૂપી વૃક્ષના. ૯૫ મોક્ષ મંદિરના દ્વારો. ૯૬ "કૃષ્ણ" એવા બે અક્ષરો. ૯૭ જેમાં કમળો ભરપૂર રીતે ઉગ્યાં છે એવી. ૯૮ જે સકલ માધુર્યનું ધામ છે. ૯૯ મુકુંદ ભગવાનનાં મુખચંદ્રની ચંદ્રિકામાં. ૧૦૦ મનરૂપી ચકોર પક્ષી. ૧૦૧ ગંગા-મંદાકિની નદી. ૧૦૨ નેત્રોને ધ્યાનમગ્ન કરીને. ૧૦૩ અંતરના અંધારાં ટળી જતાં મધુરાં ચૈતન્યની લ્હેરમાં. ૧૦૪ નવીન વાદળાં જેવી ઘનશ્યામ જ્યોતિમાં.

श्री श्रीकृष्णचैतन्यदेवविरचितम् ।

# श्रीशिक्षाष्टकम् ॥

चेतोदर्पणमार्जनं भवमहादावाग्निनिर्वापणम्
श्रेयः कैरवचंद्रिकावितरणं विद्यावधूजीवनम् ।
आनदांबुधिवर्धनं प्रतिपदं पूर्णामृतास्वादनम्
सर्वात्मस्नपनं परं विजयते श्रीकृष्णसंकीर्तनम् ॥ १ ॥

नाम्नामकारि बहुधा निज-सर्वशक्ति-
स्तत्रार्पिता नियमितः स्मरणे न कालः ।
एतादृशी तव कृपा भगवन् ममापि
दुर्दैवमीदृशमिहाजनि नानुरागः ॥ २ ॥

तृणादपि सुनीचेन तरोरपि सहिष्णुना ।
अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः ॥ ३ ॥

न धनं न जनं न सुंदरीम्
कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनीश्वरे
भवताद्भक्तिरहैतुकी त्वयि ॥ ४ ॥

## શ્રી શ્રીકૃષ્ણચૈતન્યદેવવિરચિત

# શ્રીશિક્ષાષ્ટક

જે છે માર્જન ચિત્તદર્પણતણું, જે વારિનું સિંચન,
આ મોટાં ભવકાનને સળગતા દાવાગ્નિનું શામન,
જે સિંચી મધુચંદ્રિકા કમલિની શ્રેયસતણી ખીલવે,
જે આસ્વાદન પૂર્ણ ને સુમધુરૂં પીયૂષનું સંસ્રવે,
જે છે જીવન પૂર્ણ ચેતનવતું વિદ્યાવધૂનું સદા
આનંદાંબુધિની કરે પ્રતિપદે સંવૃદ્ધિ સૌભાગ્યદા,
ને જે પ્રાણ અને શરીર–મનને સ્નાને કરે પાવન
વિશ્વે તે વિજયી સદા ઝળહળે શ્રીકૃષ્ણસંકીર્તન. ૧

વૈવિધ્યપૂર્ણ તમ નામ કરી, સમર્પી
ત્યાં સર્વ શક્તિ, ઠરવ્યો સ્મરણે ન કાલ,
એવી બધી તમ કૃપા ભગવન્! મમ ત્યાં
દુર્દૈવ કે ન અનુરાગ થયો જ એ'માં. ૨

નમ્ર જે તૃણથી ને જે સહિષ્ણુ તરુથી વળી,
અમાની માન દેનારો હરિકીર્તન યોગ્ય તે. ૩

ધન ના, જન ના, ન સુંદરી
કવિતા વા જગદીશ હું ચહું;
જનમે જનમે હજો વિભો!
તમમાં ભક્તિ અહૈતુકી મમ. ૪

अयि नंदतनूज किंकरं
पतितं मां विषमे भवाम्बुधौ ।
कृपया तव पादपंकज-
स्थितधूलीसदृशं विचिन्तय ॥ ५ ॥

नयनं गलदश्रुधारया
वदनं गद्गदरुद्धया गिरा ।
पुलकैर्निचितं वपुः कदा
तव नामग्रहणे भविष्यति ॥ ६ ॥

युगायितं निमेषेण चक्षुषा प्रावृषायितम् ।
शून्यायितं जगत्यापि ( जगत् सर्वं ) गोविंदविरहेण मे ॥ ७ ॥

आश्लिष्य वा पादरतां पिनष्टु मा-
मदर्शनान्मर्महतां करोतु वा ।
यथा तथा वा विदधातु लंपटो
मत्प्राणनाथस्तु स एव नापरः ॥ ८ ॥

મુજને અયિ નંદનંદન !
ભવનાં ઘોર જળે ડુબેલને
ગણુજો તમ પાદપદ્મની
રજશો દીન કૃપા કરી સદા. ૫

નયને મમ અશ્રુધાર ને
વદને ગદ્ગદ કંઠથી ગિરા,
પુલકે વપુ પૂર્ણ હા ! કદા
તમ નામ ગ્રહણે થશે મમ ? ૬

નિમેષે યુગશી લાગે, વર્ષા વર્ષતી ચક્ષુએ
લાગતું જગ સૌ શૂન્ય ગોવિંદ વિરહે મને. ૭

ભેટે મને પાદરતા મને દલે,
ના દર્શ દૈ મર્મહતા મને કરે,
કરે ગમે તે યદિ એહ લંપટ
છે પ્રાણના નાથજ એ ન અન્ય કો. ૮

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

श्रीबिल्वमंगळरचित

# श्री गोविंद-दामोदर-स्तोत्र

सुखं शयानं पुरुषोत्तमं तं
पुराणमाद्यं मुनयो निरीक्ष्य ।
गोपीगृहे तन्मयतां व्रजन्ति
गोविंद दामोदर माधवेति ॥ १ ॥

विहाय निद्रामरुणोदये च
विधाय कृत्यानि च विप्रमुख्याः ।
वेदावसाने प्रपठन्ति नित्यं
गोविंद दामोदर माधवेति ॥ २ ॥

प्रभातसंचारगतोऽनुगाव-
स्तद्रक्षणार्थं तनयं यशोदा ।
प्राबोधयत् पाणितलेन मन्दं
गोविन्द दामोदर माधवेति ॥ ३ ॥

अङ्काधिरूढं शिशुगोपगूढं
स्तनंधयन्तं कमलैककान्तम् ।
संबोधयामास मुदा यशोदा
गोविंद दामोदर माधवेति ॥ ४ ॥

**શ્રીગોપીજનવલ્લભાય નમઃ**

**શ્રીબિલ્વમંગળવિરચિત**

# શ્રી ગોવિંદ દામોદર સ્તોત્ર

સુખે સુતેલા નિલયે પ્રભુ ત્યાં,
દેવર્ષિનેતા મુનિ[1] શર્ણ આવ્યા;
બની જતા તન્મય પ્રાર્થતામાં,
"ગોવિંદ! દામોદર! પૂર્ણકામા!"[2] ૧

પ્રભાતકાળે ત્યજી નિંદ ઊઠી,
કરી સ્વનૈમિત્તિક કર્મ વિપ્રો
વેદાવસાને[3] જપતા સુજાપઃ—
"ગોવિંદ! દામોદર! હે અમાપ!" ૨

પ્રભાત થાતાં ચરવા જતી ગૌ,
રક્ષાર્થ તેની તનને યશોદા
જગાડતાં થાબડતાં વદન્તાઃ—
"ગોવિંદ! દામોદર દૈત્યહન્તા!" ૩

અંકે વિરાજી સ્તન-દૂધ પીતા
શિશુસ્વરૂપી કમલૈકકાન્ત;
બોલાવતા હર્ષ ધરી યશોદાઃ—
"ગોવિંદ! દામોદર! હે પ્રમોદા!"[4] ૪

---

૧ દેવર્ષિ નારદ જેના આગેવાન છે એવા મુનિઓ. ૨ પૂર્ણ છે ઇચ્છાઓ જેની એવા વિષ્ણુ. ૩ વેદના પારાયણને અંતે. ૪ આનંદસ્વરૂપ.

काचित्प्रभाते दधिपूर्णपात्रे
निबद्धय मन्थं युवती मुकुन्दम् ।
आलोच्य गानं विविधं करोति
गोविंद दामोदर माधवेति ॥ ५ ॥

उत्थाय गोप्योऽपररात्रिभागे
स्मृत्वा यशोदासुतबालकेलिम् ।
गायन्ति काले दधि मन्थयन्त्यो
गोविंद दामोदर माधवेति ॥ ६ ॥

अभ्यर्च्य गेहे युवतीकदम्बं
प्रेमप्रवाहैर्दधि निर्ममन्थ ।
उद्गास्यमाना स्वसखीसमेता
गोविंद दामोदर माधवेति ॥ ७ ॥

उलूखले संभृततण्डुलांश्च
संघट्टयन्त्यो मुशलैश्च मुग्धाः ।
गायन्ति गोप्यो जनितानुरागा
गोविंद दामोदर माधवेति ॥ ८ ॥

निजाङ्गणे कङ्कणकेलिलोलं
गोपी गृहीत्वा नवनीतचौरम् ।
उवाच प्रेम्णास्य पिधाय नेत्रे
गोविंद दामोदर माधवेति ॥ ९ ॥

કોઇ પ્રભાતે દધિપૂર્ણ પાત્રે<br>
બાંધી રવૈને યુવતી વિલોકી<br>
મુકુંદને ગાન અનેક ગાતીઃ-<br>
"ગોવિંદ! દામોદર! સૌમ્યકાંતિ!" ૫

ગોપી ઉઠી બ્રાહ્મ મુહૂર્ત કાળે,<br>
સ્મરી યશોદાસુતબાલકેલિ<br>
ગાતી મથન્તાં દધિ ગાન મિષ્ટ,<br>
"ગોવિંદ! દામોદર! માધુ! ઇષ્ટ!" ૬

કોઇ સખીવૃન્દ ધરે સમર્ચી[૫],<br>
પ્રેમે દહીંને મથતાં કરન્તી<br>
ઉંચે સ્વરે ગાન સખીસમેતા,[૬]<br>
"ગોવિંદ! દામોદર! ગોપનેતા!" ૭

ભરેલ કૈં અક્ષત ખાંડણીએ,<br>
તે ખાંડતાં ત્યાં મુશલે સુમુગ્ધા<br>
ગાતી સુગોપી જનિતાનુરાગા,[૭]<br>
"ગોવિંદ! દામોદર! નંદભાગા!"[૮] ૮

નિજાંગણે કંકણકેલિલોલ,[૯]<br>
ગોપી ગ્રહી માખણચોરને ત્યાં<br>
પ્રેમે દબાવી નયનો વદન્તીઃ-<br>
"ગોવિંદ! દામોદર! હે પ્રપંચી!"[૧૦] ૯

---

૫ સખીઓના સમૂહને આદરમાન આપી. ૬ સખીઓના સાથવાળી. ૭ જેનામાં પ્રેમ ઉપજ્યો છે એવી. ૮ આનંદનો ઉપભોગ કરનાર નંદરાજાના સદ્ભાગ્ય સ્વરૂપ. ૯ પોતાના હાથનાં કંકણો સાથે રમવામાં નિમગ્ન થયેલા કંકણોની ક્રીડા સમાન ચપલ. ૧૦ કપટી. પ્રપંચ-જગત-ના સર્જનહાર.

जग्धोऽथ दृष्टो नवनीतपिण्डो
गृहे यशोदा विचिकित्सयेति ।
उवाच सत्यं वद हे मुरारे
गोविंद दामोदर माधवेति ॥ १० ॥

यशोदया गाढमुलूखलेन
गोकण्ठपाशेन निबद्ध्यमानः ।
रुरोद मन्दं नवनीतचोरो
गोविंद दामोदर माधवेति ॥ ११ ॥

क्रीडन्तमन्तर्व्रजमात्मजं स्वं
समं वयस्यैः पशुपालबालैः ।
प्रेम्णा यशोदाऽवजुहाव कृष्णं
गोविंद दामोदर माधवेति ॥ १२ ॥

रामानुजं वीक्षणकेलिलोलं
गोपी गृहीत्वा नवनीतगोलम् ।
आबालकं बालकमाजुहाव
गोविंद दामोदर माधवेति ॥ १३ ॥

क्रीडापरं भोजनमज्जनार्थं
हितैषिणी स्त्री तनयं यशोदा
अजोहवीत् प्रेमपरिप्लुताक्षी
गोविंद दामोदर माधवेति ॥ १४ ॥

"ખાધો, વહેંચ્યો નવનીતપિંડ ?"[૧૧]
તે જાણવા ત્યાં ગૃહમાં યશોદા
વદ્યા, "કહે સત્ય અલ્યા મુરારે !
ગોવિંદ! દામોદર! દુઃખહા! રે."[૧૨] ૧૦

ગોદામણુંએ[૧૨-૧] જનનીથકી ત્યાં,
બંધાઇને ઊખલિયે રડંતાં
ધીમે વદંતા નવનીતચોર–
"ગોવિંદ! દામોદર! હે કિશોર!" ૧૧

સમાન ગોપાલવયસ્ય સંગે,[૧૩]
ક્રીડા કરંતા વ્રજમાંહિ કૃષ્ણ;
પ્રેમે યશોદા કરતા પુકારઃ–
"ગોવિંદ! દામોદર! હે મુરાર!" ૧૨

શ્રીકૃષ્ણને આંખમિચામણીની,
ક્રીડા કરંતા સહુ બાલમાંથી
બોલાવતા માખણ લૈ યશોદાઃ–
"ગોવિંદ! દામોદર! આવતો બા!" ૧૩

ક્રીડા કરંતા તનને યશોદા,
હિતૈષિણી સ્નાનસુભોજનાર્થે
પ્રેમાળ નેત્રે કરતી પુકારઃ–
"ગોવિંદ! દામોદર! હે મુરાર!" ૧૪

---

૧૧ માખણનો ગોળો. ૧૨ દુઃખને ટાળનાર. ૧૨-૧ ગાયને ગળે બાંધવાનાં દોરડાથી. ૧૩. ગોવાળીઆના છોકરા સાથે.

गोवत्सबालैः शिशुकाकपक्षं
बध्नन्तमम्भोजदलायताक्षम् ।
उवाच माता चिबुकं गृहीत्वा
गोविंद दामोदर माधवेति ॥ १५ ॥

गोवत्सबालैः शिशुकाकपक्षं
स्निग्धं यदा कंकतिकां प्रगृह्य ।
सम्मार्जमाना तमुवाच मा गा
गोविंद दामोदर माधवेति ॥ १६ ॥

प्रभातकाले वरबल्लवौघा
गोरक्षणार्थं धृतवेत्रदण्डाः ।
आकारयामासुरनन्तमाद्यं
गोविंद दामोदर माधवेति ॥ १७ ॥

मंदारमूले मदनाभिरामं
स्मरेत्सदापूरितवेणुनादम् ।
गोगोपगोपीजनमध्यसंस्थं
गोविंद दामोदर माधवेति ॥ १८ ॥

गृहेगृहे गोपवधूकदम्बाः
सर्वे मिलित्वा समवाययोगे ।
पुण्यानि नामानि पठन्ति नित्यं
गोविंद दामोदर माधवेति ॥ १९ ॥

ગોવત્સપુચ્છે[14] શિશુની શિખાને,
બાંધન્ત અંભોજદલાયતાક્ષ;[15]
તદા વદંતા ચિબુક ગ્રહી માઃ–
"ગોવિંદ! દામોદર! બાળકૃષ્ણ!" ૧૫

ઓળંત લૈ કાંસકી કેશ સ્નિગ્ધ,
જાણી રખે બાળ જશે કહે માઃ–
"ગોવત્સબાળોસહ[16] બાળ! જા મા,
ગોવિંદ! દામોદર! સુજ્ઞનામા!"[17] ૧૬

પ્રભાતકાળે વરગોપવૃંદો,[18]
ગોરક્ષણાર્થે લઇ વેત્ર દંડો[19]
બોલાવતા આદ્ય અનંતને કહેઃ–
"ગોવિંદ! દામોદર! માધવા હે!" ૧૭

મંદારમૂલે મદનાભિરામ,
ગોગોપગોપીજનમાં વિરાજી
વાતા સુવેણુ સ્મરણાર્હ[20] દેવઃ–
"ગોવિંદ! દામોદર! દેવદેવ!" ૧૮

ગૃહે ગૃહે ગોપવધૂસમૂહો,
સર્વે મળીને મળતાં સુયોગ
નિત્યે પઢંતા પ્રભુપુણ્યનામઃ–
"ગોવિંદ! દામોદર! આપ્તકામ!"[21] ૧૯

૧૪ વાછરડાંનાં પૂછડાં સાથે. ૧૫. કમળદળ જે મોટી આંખવાળા કૃષ્ણ. ૧૬. વાછરડાં અને બાળકો સાથે. ૧૭. સુજ્ઞ–ડાહ્યા એવું છે નામ જેનુ એવો. ૧૮ શિષ્ટ સારા ગોવાળનાં ટોળાં. ૧૯ નેતરની સોટી તથા દંડા. ૨૦ સ્મરણ કરવા યોગ્ય. ૨૧ પૂર્ણકામ. જેની કામના પૂર્ણ થઇ છે એવા.

विक्रेतुकामा किल गोपकन्या
मुरारिपादार्पितचित्तवृत्तिः ।
दध्यादिकं मोहवशादुवाच
गोविंद दामोदर माधवेति ॥ २० ॥

पर्यङ्किकाभाजमलंकुमारं
प्रस्वापयन्त्यः किल गोपकन्याः
जगुः प्रबन्धं स्वरतालबन्धं
गोविंद दामोदर माधवेति ॥ २१ ॥

जलाशये कालियमर्दनाय
यदा कदम्बादपतन्मुरारिः ।
गोपाङ्गनाश्रुक्रुशुरेत्य मोहात्
गोविंद दामोदर माधवेति ॥ २२ ॥

सरोवरे कालियनागबन्धं
शिशुं यशोदातनयं निशम्य ।
जग्मुर्लुठन्त्यः पथि गोपबाला
गोविंद दामोदर माधवेति ॥ २३ ॥

अक्रूरयुक्तं यदुवंशनाथं
संगच्छमानं मथुरां निरीक्ष्य ।
ऊचुर्वियोगात् किल गोपबाला
गोविंद दामोदर माधवेति ॥ २४ ॥

ગોપી દહીંવિક્રયકાજ[૨૨] જાતી,
મુરારિપાદે સ્થિર ચિત્તવૃત્તિ;
એ તો બની મોહવશા પુકારે:-
"ગોવિંદ! દામોદર! માધવા રે!" ૨૦

પોઢેલ કે પારણિયે કુમાર,
ઝુલાવતાં ત્યાં પ્રિય ગોપકન્યા
ગાતી પ્રબંધ સ્વરતાલબંધ,[૨૩]
"ગોવિંદ! દામોદર! હે મુકુંદ!" ૨૧

જળાશયે કાલિયમર્દનાર્થે,[૨૪]
કદંબથી જ્યાં મુરશત્રુ કૂદ્યા,
ગોપી જઇ ત્યા વિલપે વિમોહે:-
"ગોવિંદ! દામોદર! ક્યાં ગયો હે?" ૨૨

સુણી યશોદાશિશુને તળાવે,
બંધાયલા કાલિયથી સુગોપી
આળોટતી માર્ગવિશે પુકારી:-
"ગોવિંદ! દામોદર! ચિત્તહારી!" ૨૩

અક્રૂર સાથે યદુવંશનાથ,
જાતા વિલોકી મથુરાપુરે ત્યાં
કહેતી વિયોગે પ્રિય ગોપબાલા:-
"ગોવિંદ! દામોદર! નાથ! વ્હાલા!" ૨૪

---

૨૨ દહીં વેચવા માટે. ૨૩ સુર અને તાલયુક્ત ગીત-હાલરડું. ૨૪ કાલિયનાગને વશ કરવા માટે.

चक्रन्द गोपी नलिनीवनान्ते
कृष्णेन हीना कुसुमेषुलीना ।
प्रफुल्लनीलोत्पललोचनाभ्यां
गोविंद दामोदर माधवेति ॥ २५ ॥

वृन्दावने गोपगणाश्च गोप्यो
विलोक्य गोविंदवियोगखिन्नाम् ।
राधां जगुः साश्रुविलोचनाभ्यां
गोविंद दामोदर माधवेति ॥ २६ ॥

सा नीरजाक्षीमवलोक्य राधां
रुरोद गोविन्दवियोगखिन्नाम् ।
सखी प्रफुल्लोत्पललोचनाभ्यां
गोविंद दामोदर माधवेति ॥ २७ ॥

वृन्दावनस्थं हरिमाशु बुद्ध्वा
गोपी गता काऽपि वनं निशायाम् ।
तत्राप्यदृष्ट्वाऽतिभयादवोचत्
गोविंद दामोदर माधवेति ॥ २८ ॥

एवं ब्रुवाणा विरहातुरास्ता
व्रजस्त्रियः कृष्णनिषण्णचित्ताः ।
विसृज्य लज्जां रुरुदुश्च सर्वा
गोविंद दामोदर माधवेति ॥ २९ ॥

શ્રી કૃષ્ણુહીના કુસુમે સુલીના,
ગોપી રડંતી નલિનીવનાંતે
પ્રફૂલ્લનીલોત્પલનેનનીરે,[૨૫]
"ગોવિંદ! દામોદર! કાં તજી રે." ૨૫

વૃંદાવને ગોપગણો સુગોપી,
પ્રેમીવિયોગાકુલ[૨૬] રાધિકાને
જોઇ પુકારે નયનાશ્રુ સારી,
"ગોવિંદ! દામોદર હા! વિહારી!" ૨૬

રડી પ્રફુલ્લોત્પલનેનથી કહે
સખી, વિલોકી પ્રિયને વિયોગે
રાધા ઝુરંતી કમલાયતાક્ષી,[૨૭]
"ગોવિંદ! દામોદર! સર્વસાક્ષી!"[૨૮] ૨૭

વૃંદાવને છે હરિ એમ જાણી,
ગોપી ગઇ કોઇ વને નિશાએ;
ત્યાંએ ન જોઇ ભયથી પુકારે,
"ગોવિંદ! દામોદર! હા! સખા રે!" ૨૮

એ પેર કહેતી વિરહાતુરા તે
વ્રજસ્ત્રીઓ કૃષ્ણનિમગ્નચિત્તા[૨૯]
લજ્જા ત્યજી સુસ્વરથી રડંતી,
"ગોવિંદ! દામોદર! વાતવંશી!"[૩૦] ૨૯

---

૨૫ ખીલેલાં કમળ સરખાં નેત્રનાં આંસુ સારીને. ૨૬ પ્રિયતમના વિયોગે આકુલવ્યાકુલ. ૨૭ કમળ જેવી મોટી આંખવાળી. ૨૮ બધાંના સાક્ષી. સર્વજ્ઞ–સર્વાન્તર્યામી. ૨૯ શ્રીકૃષ્ણમાં જેનું ચિત્ત ચોંટી ગયું છે એવી. ૩૦ જેણે વાંસળી વગાડી છે તે શ્રીકૃષ્ણ.

कंसस्य दूतेन यदैव नीतो
वृन्दावनान्ताद्वसुदेवसूनुः ।
रुरोद गोपी भवनस्य मध्ये
गोविंद दामोदर माधवेति ॥ ३० ॥

मातापितृभ्यां परिवार्यमाणा
गुहां प्रविष्टा विललाप गोपी ।
आगत्य मां पालय विश्वनाथ
गोविंद दामोदर माधवेति ॥ ३१ ॥

अक्रूरमासाद्य यदा मुकुन्द-
श्चापोत्सवार्थं मथुरां प्रविष्टः ।
तदा हि पौरैर्जय इत्यभाषि
गोविंद दामोदर माधवेति ॥ ३२ ॥

काचित्कराम्भोजपुटे निषण्णं
क्रीडाशुकं किंशुकरक्ततुण्डम् ।
अध्यापयामास मुदा मृगाक्षी
गोविंद दामोदर माधवेति ॥ ३३ ॥

गोपी कदाचिन्मणिपञ्जरस्थं
शुकं वचो वाचयितुं प्रवृत्ता ।
आनंदकंद व्रजचंद्र कृष्ण
गोविंद दामोदर माधवेति ॥ ३४ ॥

વૃંદાવનેથી વસુદેવપુત્રો
લઇ ગયો જે ક્ષણુ કંસદૂત
ગોપી મળીને ભવને રડંતી,
"ગોવિંદ! દામોદર! વૃષ્ણિવંશી!"[૩૧] ૩૦

વારી જનેતાજનકે છતાંએ,
વિલાપ ગોપી કરતી ગુફામાં,
"આવી ઉગારો અયિ વિશ્વનાથ!
ગોવિંદ! દામોદર! દીનનાથ!" ૩૧

અક્રૂર સાથે ધનુષોત્સવાર્થે,[૩૨]
મુકુંદ જેવા મથુરા પ્રવેશ્યા,
"હો આપકેરો જય," પૌર[૩૩] કહેતા,
"ગોવિંદ! દામોદર! હે વિજેતા!"[૩૪] ૩૨

ક્રીડાતણો પોપટ ચાંચ જેની
રાતી નરી કિંશુક પુષ્પ જેવી;
તેને પઢાવે કર લૈ મૃગાક્ષી,[૩૫]
"ગોવિંદ! દામોદર! સંયતાક્ષી!"[૩૬] ૩૩

ગોપી કદાચિત્ મણિપિંજરે જે
રહેલ તે પોપટને પઢાવે:-
"આનંદકંદ! વ્રજચંદ્ર! કૃષ્ણ!
ગોવિંદ! દામોદર ભકિતતૃષ્ણ!"[૩૭] ૩૪

---

૩૧ વૃષ્ણિ-યાદવના વંશમાં ઉદય પામેલા. ૩૨. કંસ રાજાએ રચેલો ધનુષ ચઢાવવાનો ઉત્સવ. ૩૩ પુર-નગર-નો નિવાસી. ૩૪ જીતનાર, વિજય પ્રાપ્ત કરનાર. ૩૫ હરણના જેવી આંખવાળી. ૩૬ જીતી છે ઇંદ્રિયો જેણે એવો, જિતેંદ્રિય. ૩૭ ભકિતની તૃષ્ણા છે જેને એવા-કૃષ્ણ.

गृहे गृहे गोपवधूसमूहः
प्रतिक्षणं पिञ्जरसारिकाणाम् ।
लसद्गिरं वाचयितुं प्रवृत्तो
गोविंद दामोदर माधवेति ॥ ३५ ॥

सुखं शयाना निलये निजेऽपि
नामानि विष्णोः प्रवदन्ति मर्त्याः ।
ते निश्चितं तन्मयतां व्रजन्ति
गोविंद दामोदर माधवेति ॥ ३६ ॥

प्रवालशोभा इव दीर्घकेशा
वाताम्बुपर्णाशनपूतदेहाः ।
मूले तरूणां मुनयः पठन्ति
गोविंद दामोदर माधवेति ॥ ३७ ॥

विचित्रवस्त्राभरणाभिरामा
प्रफुल्लवक्त्राम्बुजराजहंसी ।
सदा मदीये रसनाग्ररङ्गे
गोविंद दामोदर माधवेति ॥ ३८ ॥

ગૃહે ગૃહે ગોપવધૂસમૂહ
પ્રતિક્ષણે પિંજરસારિકાને
પઢાવતો એમ સુમિષ્ટ વાણીઃ-
"ગોવિંદ! દામોદર! ધૃષ્ટ દાણી!"[૩૮] ૩૫

સુતા સુતા મંદિરમાં સુખેથી,
મર્ત્યો જપે વિષ્ણુતણાં સુનામો;
નક્કી બને તન્મય તે જપંતાં,
"ગોવિંદ! દામોદર! હે અનંતા!" ૩૬

પ્રવાલશા શોભિત કેશવાળા,
વાતાંબુપર્ણાશનપૂતદેહી[૩૯]
મૂલે તરૂને મુનિયો પઠંતાઃ-
"ગોવિંદ! દામોદર! વિઘ્નહંતા!"[૪૦] ૩૭

વિચિત્ર વસ્ત્રાભરણાભિરામા,[૪૧]
પ્રફુલ્લવકત્રાંબુજરાજહંસી[૪૨]
જિહ્વાગ્રરંગે[૪૩] મૃદુ ગાન ગુંજે,
"ગોવિંદ! દામોદર! ગોપબંધો!" ૩૮

---

૩૮ ધૃષ્ટતા-નિડરતાથી દાણ લેનાર. ૩૯ વાયુ, પાણી અને પાંદડાંનાં ભક્ષણથી પવિત્ર થયું છે જેનું શરીર એવા. ૪૦ વિઘ્નનો નાશ કરનાર, કૃષ્ણ. ૪૧ જે વિવિધરંગી વસ્ત્રો અને જાતજાતના અલંકારો ધારણ કરવાથી સુંદર લાગે છે તે. ૪૨ મુખરૂપી ખીલેલાં કમળ ઉપર વિરાજેલી જે રાજહંસી તે-સરસ્વતી. ૪૩. જીભરૂપી રંગભૂમિપર.

आत्यन्तिकं व्याधिहरं जनानां
चिकित्सकं वेदविदो वदन्ति ।
संसारतापत्रयनाशबीजं
गोविंद दामोदर माधवेति ॥ ३९ ॥

अग्रे कुरूणामथ पाण्डवानां
दुःशासनेनाहृतवस्त्रकेशा ।
कृष्णा तदाऽऽक्रोशदनन्यनाथा
गोविंद दामोदर माधवेति ॥ ४० ॥

हे कृष्ण विष्णो मधुकैटभारे
भक्तानुकम्पिन् भगवन्मुरारे ।
त्रायस्व मां केशव लोकनाथ
गोविंद दामोदर माधवेति ॥ ४१ ॥

दुर्वाससो वाक्यमनूद्य कृष्णा
संव्यग्रचित्तेव दिवा निशीशम् ।
अन्तःप्रविष्टं मनसाऽजुहाव
गोविंद दामोदर माधवेति ॥ ४२ ॥

"આત્યંતિકવ્યાધિહરંત વૈદ્ય,
સૌ લોકના," વેદવિદો[૪૪] વદંતા
"સંસારતાપત્રયનાશબીજઃ[૪૫]
ગોવિંદ ! દામોદર ! દેવકીજ[૪૬] !" ૩૯

સભા વિશે કૌરવ પાંડવાગ્રે,
દુઃશાસને વસ્ત્રસુકેશ ખેંચ્યાં;
કૃષ્ણા[૪૭] અનન્યા[૪૮] રડતી પુકારેઃ-
"ગોવિંદ ! દામોદર ! કૈટભારે[૪૯] !" ૪૦

"શ્રીકૃષ્ણ ! વિષ્ણો ! મધુકૈટભારે !
ભક્તાનુકંપિન્ ! ભગવન્ ! મુરારે !
રક્ષો મને કેશવ લોકનાથ !
ગોવિંદ ! દામોદર ! વિશ્વનાથ !" ૪૧

દુર્વાસનું[૫૦] વાક્ય સુણી સુકૃષ્ણા
સંવ્યગ્રચિત્તા[૫૧] નિશિદી મનેથી
હૈયે વસેલા પ્રભુને પુકારેઃ-
"ગોવિંદ ! દામોદર ! દુઃખહા ! રે !" ૪૨

---

૪૪ વેદનો અભ્યાસ કરનાર. ૪૫ ત્રણ પ્રકારના સંસારનાં દુઃખોનો નાશ કરનાર બીજ. ૪૬ દેવકીના પુત્ર. ૪૭ દ્રૌપદી. ૪૮ જેને બીજાં કોઈનું શરણ નથી એવી. ૪૯ કૈટભદૈત્યના શત્રુ. ૫૦ દુર્યોધને પાંડવોનું અનિષ્ટ કરવાના હેતુથી, સૂર્યે આપેલું અક્ષય્ય–અન્નપૂર્ણ–પાત્ર સર્વના જમી રહ્યા પછી જ્યારે દ્રૌપદીએ ઉંધું વાળ્યું ત્યારે દુર્વાસાને પાંડવોને ત્યાં ભિક્ષા માટે સશિષ્ય મોકલ્યા. તે વેળાનું દુર્વાસા મુનિનું ભોજનની ઇચ્છા દર્શાવતું વાક્ય સાંભળી. ૫૧ દુર્વાસાને ભોજન શી રીતે કરાવવું એ ચિંતાથી વિમાસણવાળા વ્યાકુલ ચિત્તવાળાં.

हंसध्वजः शंखयुतो ददर्श
पुत्रं कटाहे प्रपतन्तमेनम् ।
पुण्यानि नामानि हरेर्जपन्तं
गोविंद दामोदर माधवेति ॥ ४३ ॥

ताताज्ञया गच्छति रामभद्रे
सलक्ष्मणेऽरण्यचयं ससीते ।
चक्रन्द रामस्य तदा जनित्री
गोविंद दामोदर माधवेति ॥ ४४ ॥

एकाकिनी दण्डककाननान्तात्
सा नीयमाना दशकंधरेण ।
सीता तदाऽऽक्रन्ददनन्यनाथा
गोविंद दामोदर माधवेति ॥ ४५ ॥

હંસધ્વજે શંખસહે નિહાળ્યો,
સ્વપુત્રને તેલ કઢાઇ માંહી
જપન્ત નામો હરિનાં પવિત્ર,[૫૨]
"ગોવિંદ! દામોદર! પાર્થમિત્ર!"[૫૩] ૪૩

જ્યાં જાનકીલક્ષ્મણુસંગ જાતા,
વને પિતાજ્ઞાથકી રામચંદ્ર;
ત્યાં રામમાતા કરતાં વિલાપ,
"ગોવિંદ! દામોદર! આવ બાપ!" ૪૪

એકાકિની રાવણથી હરાયાં
સીતા યદા દંડકથી[૫૪] તદા ત્યાં
કરંત આક્રંદ અનન્યનાથા,[૫૫]
"ગોવિંદ! દામોદર! પ્રાણુનાથા!" ૪૫

---

૫૨ પાંડવાશ્વમેધ નિમિત્ત છોડેલા ઘોડાને રક્ષતા અર્જુન સાથે લડવા જવા માટે હંસધ્વજ રાજાએ, મોડા આવવા માટે પોતાના પ્રધાનો શંખ તથા લિખિતની સલાહથી પોતાના પુત્ર સુધન્વાને ઉકળતા તેલની કઢાઇમાં નંખાવ્યો તે સમયે પોતાના પ્રધાન શંખ સાથે હંસધ્વજ રાજાએ પોતાના પુત્ર સુધન્વાને તેલની કઢાઇમાં, "હે ગોવિંદ! હે દામોદર!" ઇત્યાદિ ભગવાનનાં પવિત્ર નામોના ઉચ્ચાર કરીને તેલમાં સ્નાન કરતો જોયો. સુધન્વા ભગવાનનો ભક્ત હોવાથી ઉકળતું તેલ શીતલ થઇ ગયું અને સુધન્વાને જરાપણ ઇજા થઇ નહીં. શંખ અને લિખિત જે સુધન્વાની ઇર્ષા કરતા હતા તેમણે તેલ બરાબર ઉકળ્યું છે કે નહીં તેની ખાત્રી કરવા તેલની કઢાઇમાં નાળિયેર નાંખવાનું સૂચવ્યું. તે પ્રમાણે નાળિયેર તેલમાં નાંખતાં તે ફૂટ્યું અને તેનાં બે કાચલાં ઉડીને શંખ અને લિખિતની ખોપરીમાં વાગ્યાં અને બંને તત્કાળ મરણ પામ્યા અને સુધન્વા સહીસલામત કઢાઇમાંથી બહાર નીકળી પિતાને વંદન કરી લોકોના ધન્યવાદને પામ્યા. ૫૩ અર્જુનના મિત્ર કૃષ્ણ. ૫૪ દંડક નામનાં વનમાંથી. ૫૫ શ્રી રામચંદ્ર વિના જેમનો બીજો કોઇ તારનાર નાથ નથી એવા.

रामाद्वियुक्ता जनकात्मजा सा
विचिन्तयन्ती हृदि रामरूपम् ।
रुरोद सीता रघुनाथ पाहि
गोविंद दामोदर माधवेति ॥ ४६ ॥

प्रसीद विष्णो रघुवंशनाथ
सुरासुराणां सुखदुःखहेतो ।
मध्ये समुद्रं हि रुरोद सीता
गोविंद दामोदर माधवेति ॥ ४७ ॥

अन्तर्जले ग्राहगृहीतपादो
विसृष्टविक्लिन्नसमस्तबंधुः ।
तदा गजेंद्रो नितरां जगाद
गोविंद दामोदर माधवेति ॥ ४८ ॥

ध्येयं सदा योगिभिरप्रमेयं
चिन्ताहरं चिन्तितपारिजातम् ।
कस्तूरिकाकल्पितनीलवर्णं
गोविंद दामोदर माधवेति ॥ ४९ ॥

संसारकूपे पतितोऽप्यगाधे
मोहाम्बुपूर्णे विषयाभितप्ते ।
करावलम्बं मम देहि विष्णो
गोविंद दामोदर माधवेति ॥ ५० ॥

શ્રીરામનું, ચતુરથે, સ્વરૂપ
ધ્યાતાં હૃદે રામવિયોગ પામી
સીતા રડંતાં "રઘુનાથ! રક્ષો,
ગોવિંદ! દામોદર! પદ્મચક્ષો!"[૫૬] ૪૬

"પ્રસન્ન થાઓ રઘુનાથ! વિષ્ણો!
સુરાસુરોના સુખદુઃખહેતો!"
સીતા રડે સાગર મધ્ય, "ભર્તા!
ગોવિંદ! દામોદર! દુઃખહર્તા!" ૪૭

ગ્રાહે[૫૭] ગ્રહ્યો પાદ ગજેન્દ્રકેરો
જલે, ગયા ખિન્ન સગા ત્યજી સૌ
તદા ગજેન્દ્ર પ્રભુને પુકારે,
"ગોવિંદ! દામોદર! દુઃખહા! રે!" ૪૮

જેને ન જાણે મુનિયે સુપેર,
ચિંતાઘ્ન[૫૮] જે ચિંતિતપારિજાત[૫૯]
તે ધ્યેય કસ્તૂરિકનીલ તત્ત્વ[૬૦]:
ગોવિંદ! દામોદર! પૂર્ણસત્ત્વ. ૪૯

"મોહામ્બુપૂર્ણે[૬૧] વિષયાભિતપ્તે,[૬૨]
સંસારકૂપે પડિયો અગાધે;
વિષ્ણો મને દ્યો સુકરાવલંબ[૬૩]
ગોવિંદ! દામોદર! કૃષ્ણચંદ્ર!" ૫૦

---

૫૬ કમળ સરખાં નેત્રવાળા. ૫૭ મગરે. ૫૮ ચિંતાનો નાશ કરનાર. ૫૯ મનમાં ઇચ્છેલું ફળ આપનાર પારિજાત પુષ્પ સમા. ૬૦ કસ્તૂરી સમાન શ્યામ એવું જે તત્ત્વ શ્રીકૃષ્ણ તે ધ્યાન ધરવા યોગ્ય છે. ૬૧ મોહરૂપી પાણીથી ભરપૂર. ૬૨ વિષયોના તાપથી તપેલો. ૬૩ હાથનો આધાર.

जिह्वे रसज्ञे मधुरप्रिया त्वं
सत्यं हितं त्वां परमं वदामि।
आवर्णयेथा मधुराक्षराणि
गोविंद दामोदर माधवेति ॥ ५१ ॥

त्वामेव याचे मम देहि जिह्वे
समागते दण्डधरे कृतान्ते।
वक्तव्यमेवं मधुरं भवत्या
गोविंद दामोदर माधवेति ॥ ५२ ॥

भजस्व मन्त्रं भवबन्धमुक्तयै
जिह्वे रसज्ञे सुलभं मनोज्ञम्।
द्वैपायनाद्यैर्मुनिभिः प्रजप्तं
गोविंद दामोदर माधवेति ॥ ५३ ॥

जिह्वे सदैवं भज सुन्दराणि
नामानि कृष्णस्य मनोहराणि।
मुकुन्द वैकुण्ठ हरे मुरारे
गोविंद दामोदर माधवेति ॥ ५४ ॥

गोविंद गोविंद हरे मुरारे
गोविंद गोविंद मुकुन्द कृष्ण।
गोविंद गोविंद रथाङ्गपाणे
गोविंद दामोदर माधवेति ॥ ५५ ॥

જિહ્વે! રસજ્ઞે! મધુરપ્રિયા[૬૪] તું,
કહું તને હું હિતકાર સત્યઃ—
"શબ્દો સુધાશા રટ વારવારે,
ગોવિંદ! દામોદર! ધેનુકારે!"[૬૫] ૫૧

યાચું તને હું રસને મને દે,
કૃતાંત[૬૬] આવે જવ દંડ ધારી
તારે તદા આ વદવું સુધાળું,
"ગોવિંદ! દામોદર! હે કૃપાળુ!" ૫૨

જિહ્વે! રસજ્ઞે! જપ મંત્ર રહેલો,
દ્વૈપાયનાદિ મુનિયે જપેલો
મનોજ્ઞ[૬૭] થાવા ભવબંધમુકત,
"ગોવિંદ! દામોદર! યોગયુકત!" ૫૩

જિહ્વે સદાએ ભજ ચિત્તહારી,
શ્રીકૃષ્ણનામો પ્રિય મોદકારી;
"મુકુંદ! વૈકુંઠ! હરે મુરારે!
ગોવિંદ! દામોદર! પૂતનારે!"[૬૮] ૫૪

"ગોવિંદ! ગોવિંદ! હરે! મુરારે!
ગોવિંદ! ગોવિંદ! મુકુંદ! કૃષ્ણ!
ગોવિંદ! ગોવિંદ! રથાંગપાણે![૬૯]
ગોવિંદ! દામોદર! વેણુપાણે!" ૫૫

---

૬૪ જેને મધુરી—મીઠી વસ્તુ પ્રિય છે એવી. ૬૫ ધેનુક દૈત્યના શત્રુ. ૬૬ યમરાજ—મૃત્યુ. ૬૭ મનને આનંદ આપનાર. ૬૮ પૂતનાના શત્રુ. ૬૯ રથનું પૈડું જેમણે પોતાના હાથમાં ધારણ કર્યું છે એવા. ભીષ્મપિતામહને મારવા માટે શ્રીકૃષ્ણે રથનાં ચાકને ચક્ર તરીકે ધારણ કર્યું હતું કારણ કે કુરુક્ષેત્રના યુદ્ધમાં શ્રીકૃષ્ણે શસ્ત્ર ન ધારણ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. એપરથી શ્રીકૃષ્ણ રથાંગપાણિ કહેવાયા.

सुखावसाने इदमेव तत्त्वं
दुःखावसाने इदमेव सेव्यम् ।
देहावसाने इदमेव जाप्यं
गोविंद दामोदर माधवेति ॥ ५६ ॥

गोपाल वंशीधर रूपसिंधो
लोकेश नारायण दीनबंधो ।
उच्चस्वरैस्त्वं वद सर्वदैव
गोविंद दामोदर माधवेति ॥ ५७ ॥

श्रीकृष्ण राधावर गोकुलेश
गोपाल गोवर्धन नाथ विष्णो ।
जिह्वे पिबस्वामृतमेतदेव
गोविंद दामोदर माधवेति ॥ ५८ ॥

श्रीनाथ सर्वेश्वर विष्णुमूर्ते
श्रीदेवकीनंदन दैत्यशत्रो ।
जिह्वे पिबस्वामृतमेतदेव
गोविंद दामोदर माधवेति ॥ ५९ ॥

गोपीजनाह्लादकर व्रजेश
गोचारणारण्यकृतप्रवेश ।
जिह्वे पिबस्वामृतमेतदेव
गोविंद दामोदर माधवेति ॥ ६० ॥

સુખાવસાને[૭૦] પ્રિય આજ તત્ત્વ,
દુઃખાવસાને પ્રિય આજ સેવ્ય;
દેહાવસાને પ્રિય આજ જાપ્ય,
"ગોવિંદ! દામોદર! સૌમ્ય! પ્રાપ્ય."[૭૧] ૫૬

"ગોપાલ! બંસીધર! રૂપસિંધો!
લોકેશ! નારાયણ! દીનબંધો!"
ઉંચે સ્વરે એ રટ તું સદાય,
"ગોવિંદ! દામોદર! કૃષ્ણરાય!" ૫૭

"શ્રીકૃષ્ણ! રાધાવર! ગોકુલેશ!
ગોપાલ! ગોવર્ધનનાથ! વિષ્ણો!"
પીયૂષ એ પી રસને! સદૈવ,
"ગોવિંદ! દામોદર! વાસુદેવ!" ૫૮

"શ્રીનાથ! સર્વેશ્વર! વિશ્વમૂર્તે!
શ્રી દેવકીનંદન! દૈત્યશત્રો!"
જિહ્વે! સદા એ કર પાન, "વિષ્ણો!
ગોવિંદ! દામોદર! ઇશ! જિષ્ણો!" ૫૯

ગોપીજનાહ્લાદકર! વ્રજેશ!
ગોચારવા કીધ વનપ્રવેશ;
જિહ્વે! સુધાપાન સદા કરી લે,
"ગોવિંદ! દામોદર!" પુણ્યશીલે. ૬૦

---

૭૦ સુખને અંતે. ૭૧ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ.

प्राणेश विश्वम्भर कैटभारे

वैकुण्ठ नारायण चक्रपाणे ।

जिह्वे पिबस्वामृतमेतदेव

गोविंद दामोदर माधवेति ॥ ६१ ॥

हरे मुरारे मधुसूदनाद्य

श्रीराम सीतावर रावणारे ।

जिह्वे पिबस्वामृतमेतदेव

गोविंद दामोदर माधवेति ॥ ६२ ॥

श्रीयादवेन्द्राम्बुधराम्बुजाक्ष

गोगोपगोपीसुखदानदक्ष ।

जिह्वे पिबस्वामृतमेतदेव

गोविंद दामोदर माधवेति ॥ ६३ ॥

धराभरोत्तारणगोपदेह

विहारलीलाकृतबन्धुशेष ।

जिह्वे पिबस्वामृतमेतदेव

गोविंद दामोदर माधवेति ॥ ६४ ॥

बकीबकाघासुरधेनुकारे

शीर्यत्तृणावर्तविघातदक्ष ।

जिह्वे पिबस्वामृतमेतदेव

गोविंद दामोदर माधवेति ॥ ६५ ॥

"પ્રાણેશ ! વિશ્વંભર ! કૈટભારે !
વૈકુંઠ ! નારાયણ ! ચક્રપાણે !"
જિહ્વે ! કરીલે રસપાન નિત્ય,
"ગોવિંદ ! દામોદર ! સત્ય ! નિત્ય !"૭૨ ૬૧

"હરે ! મુરારે ! મધુરાક્ષસારે !૭૩
શ્રીરામ ! સીતાવર ! રાવણારે !"
જિહ્વે ! અમી એ કર પાન સદા,—
"ગોવિંદ ! દામોદર ! વેદવેદ્ય."૭૪ ૬૨

"શ્રી યાદવેંદ્ર ! પ્રભુ ! અંબુજાક્ષ !
ગોગોપગોપીસુખદાનદક્ષ !"૭૫
પી એ સુધા તું રસને સલીલ,૭૬
"ગોવિંદ ! દામોદર ! મેઘનીલ !"૭૭ ૬૩

ભૂતારણાર્થે ધૃતગોપદેહ,૭૮
લીલાર્થ કીધા પ્રિય બંધુ શેષ;૭૯
પીયૂષ પી એ રસને રસાલ,
"ગોવિંદ ! દામોદર ! હે દયાળ !" ૬૪

"બકીબકાઘાસુરધેનુકારે !૮૦
વ્રણીતૃણાવર્ત વિઘાતદક્ષ !"
જિહ્વે ! કરીલે રસપાન મિષ્ટ,
"ગોવિંદ ! દામોદર હે ગરિષ્ટ." ૬૫

---

૭૨ ત્રણે કાળમાં એકજ સ્વરૂપવાળા ત્રિકાલાતીત. ૭૩. મધુ નામના રાક્ષસના શત્રુ. ૭૪. વેદથી જાણી શકાય એવા. ૭૫. ગાય, ગોવાળ અને ગોપીને સુખ આપવામાં પ્રવીણ ૭૬. લીલાથી, છટાથી. ૭૭. ઘનશ્યામ. ૭૮ ભૂમિને ઉદ્ધારવા માટે ગોવાળનો દેહ ધારણ કરનાર. ૭૯ લીલા કરવા માટે શેષનાગને પોતાના બંધુ બળભદ્ર રૂપે અવતાર ધારણ કરાવનાર. ૮૦ પૂતના, બકાસુર, અઘાસુર અને ધેનુકાસુરના શત્રુ.

श्रीजानकीजीवन रामचन्द्र
निशाचरारे भरताग्रजेश ।
जिह्वे पिबस्वामृतमेतदेव
गोविंद दामोदर माधवेति ॥ ६६ ॥

नारायणानन्त हरे नृसिंह
प्रह्लादबाधाहर हे कृपालो ।
जिह्वे पिबस्वामृतमेतदेव
गोविंद दामोदर माधवेति ॥ ६७ ॥

लीलामनुष्याकृतिरामरूप
प्रतापदासीकृतसर्वभूप ।
जिह्वे पिबस्वामृतमेतदेव
गोविंद दामोदर माधवेति ॥ ६८ ॥

श्रीकृष्ण गोविंद हरे मुरारे
हे नाथ नारायण वासुदेव ।
जिह्वे पिबस्वामृतमेतदेव
गोविंद दामोदर माधवेति ॥ ६९ ॥

वक्तुं समर्थोऽपि न वक्ति कश्चि-
दहोजनानां व्यसनाभिमौख्यम् ।
जिह्वे पिबस्वामृतमेतदेव
गोविंद दामोदर माधवेति ॥ ७० ॥

इति श्रीबिल्वमङ्गलाचार्यविरचितं श्रीगोविन्ददामोदरस्तोत्रं सम्पूर्णम् ।

---

"શ્રીજાનકીજીવન ! રામચન્દ્ર !
નિશાચરારે ! ભરતાગ્રજેશ !"
જિહ્વે ! સુધા એ પ્રિય પી કરારે,
"ગોવિંદ ! દામોદર ! રાવણારે !" ૬૬

"નારાયણાનંત ! હરે ! નૃસિંહ !
પ્રહ્લાદબાધાહર ! હે કૃપાળો !"
આસ્વાદ જિહ્વે ! મધુ મિષ્ટ એજ,
"ગોવિંદ ! દામોદર ! આત્મતેજ !"[૮૧] ૬૭

સ્હેજે ધર્યું માનવરામરૂપ,
જીત્યા પ્રતાપે પ્રભુ સર્વ ભૂપ;
એ રામનામામૃત પી સુજિહ્વે !
"ગોવિંદ ! દામોદર ! પુણ્યકીર્તે !"[૮૨] ૬૮

"શ્રી કૃષ્ણ ! ગોવિંદ ! હરે ! મુરારે !
હે નાથ ! નારાયણ વાસુદેવ !"
જિહ્વે સુધા એ પ્રિય ચાખ મિષ્ટ,
"ગોવિંદ ! દામોદર ! હે અભીષ્ટ !"[૮૩] ૬૯

વદી શકે તોય વદે ન કોઇ,
અહો ! જનોનું વ્યસનાભિમોખ્ય ![૮૪]
પી એ સુધા તું રસને ! સહર્ષ:—
"ગોવિંદ ! દામોદર ! સૌખ્ય વર્ષ !"[૮૫] ૭૦

---

૮૧ સ્વયંપ્રકાશ, પોતાનાજ તેજથી પ્રકાશનાર. ૮૨ પવિત્ર કીર્તિવાળા, આનંદ યશવાળા. ૮૩ ઇચ્છિત વસ્તુ. ૮૪ દુઃખ, આપત્તિ પ્રતિ અભિરૂચિ, દુઃખમાં પડી રહેવાની વૃત્તિ. ૮૫ સુખ વર્ષાવનાર.

## ॥ श्रीकृष्णः शरणं मम ॥

### શ્રી ગોપીજનવલ્લભાય નમ:

### श्रीअष्टाक्षरमंत्रार्थनिरूपणम्

श्रीकृष्ण कृष्ण कृष्णेति कृष्णनाम सदा जपेत् ।
आनंदः परमानंदो वैकुण्ठं तस्य निश्चितम् ॥ १ ॥

શ્રીકૃષ્ણ કૃષ્ણ શ્રીકૃષ્ણ કૃષ્ણ નામ સદા જપો;
આનંદ પરમાનંદ મળે વૈકુંઠ નિશ્ચિત. १

सदा स्मरेत्तु यः कृष्णं यमस्तस्य करोति किम् ।
भस्मीभवंति तस्याशु महापातकराशयः ॥ २ ॥

સદા સ્મરંત જે કૃષ્ણ શું કરશે યમ તેહને;
ભસ્મીભૂત થતાં સદ્ય મહાપાતક તેતણાં. २

यः स्मरेत्तु सदा मंत्रं श्रीकृष्णः शरणं मम ।
अष्टाक्षरं जपेन्नित्यं यमो दृष्ट्वा हि शंकते ॥ ३ ॥

સ્મરે જે સર્વદા મંત્ર શ્રીકૃષ્ણઃ શરણું મમ,
અષ્ટાક્ષર જપે નિત્યે, જોઈ શંકા ધરે યમ. ૩

श्रीमंत्रार्थाः प्रकाश्यंते जीवाना कार्यसाधनाः ।
जीवानां हितकार्यार्थं गुरुश्रीविठ्ठलेश्वरैः ॥ ४ ॥

શ્રી મંત્રાર્થો પ્રકાશ્યા છે જીવોના કાર્યસાધનો:
જીવોનાં હિતને માટે ગુરૂ શ્રીવિઠ્ઠલેશ્વરે. ४

श्रीमुखात्कथ्यते सम्यक् सदष्टाक्षरतत्त्वतः ।
विवृतिर्हृदये यस्य स श्रीवल्लभवल्लभः ॥ ५ ॥

શ્રીમુખે ઠીક કહેવાયા સદષ્ટાક્ષર તત્ત્વથી;
વિવૃત્તિ હૃદયે જેનાં તે શ્રીવલ્લભવલ્લભ. ૫

"श्रीः" श्रीसौभाग्यसंप्राप्तिः धनवान्राजवल्लभः ।
"कृ" शब्दः शोषयेत्पापं "ष्णः" शब्दस्तापसंहृतिः ॥ ६ ॥

"श्री" થી સૌભાગ્ય સંપ્રાપ્તિ, રાજવલ્લભતા, ધન;
"कृ" શબ્દ[1] શોષતો પાપ, "ष्णः" શબ્દ તાપ સૌ હરે. ૬

"श" शब्दो निर्दहेद्योनिं "र" शब्दो ज्ञानमाप्नुयात् ।
"णं" शब्देन सदा कृष्णे दृढा भक्तिः सदा भवेत् ॥ ७ ॥

"श" શબ્દ બાળતો યોનિ, "र" શબ્દે જ્ઞાન સાંપડે;
"णं" શબ્દ સર્વદા કૃષ્ણે દૃઢા ભક્તિ સમુદ્ભવે. ૭

"म" शब्देन गुरौ प्रीतिः कृष्णरत्नोपदेशके ।
"म" शब्दे हरिसायुज्यमन्ययोनिं न गच्छति ॥ ८ ॥

"म" શબ્દે ગુરુમાં પ્રીતિ કૃષ્ણરત્નોપદેશતા;[2]
"म" શબ્દે હરિસાયુજ્ય, ન જન્મ અન્ય યોનિમાં. ૮

इति श्रीकृष्णमंत्रार्थं यो जपेद्विठ्ठले रतिम् ।
भक्तिं वैराग्यमाप्नोति भुक्तिमुक्ती करे स्थिते ॥ ९ ॥

એમ શ્રી કૃષ્ણ મંત્રાર્થ જે જપે વિઠ્ઠલે રતિ,
ભુક્તિ-મુક્તિ કરે ત્હેને ભક્તિ-વૈરાગ્ય સાંપડે. ૯

---

૧. ઉચ્ચાર, ધ્વનિ. ૨. શ્રીકૃષ્ણતત્ત્વનાં રત્નોનો ઉપદેશ કરનાર ગુરૂમાં "म"નો ઉચ્ચાર કરવાથી-પ્રીતિ ઉત્પન્ન થાય છે.

सर्वरोगोपशमनं सर्वपापोपनाशनम् ।
ऋद्धिः सिद्धिर्गृहे शीघ्रं वसते सर्वदा स्थिरा ॥ १० ॥

સર્વ રોગો શમી જાતા પાપ નષ્ટ સહુ થતાં;
ઋદ્ધિ સિદ્ધિ ગૃહે શીઘ્ર સર્વદા સ્થિર થૈ રહે. ૧૦

आनंदं परमानंदं सायुज्यं हरिवल्लभम् ।
यः पठेच्छ्रीकृष्णमंत्रं सर्वज्वरविनाशनम् ॥ ११ ॥

આનંદ પરમાનંદ સાયુજ્ય હરિની રતિ[3]
મળે, ટળે જ્વરો સર્વે શ્રીકૃષ્ણ મંત્ર જે ભણે. ૧૧

भूतप्रेतपिशाचादिव्याघ्रचौरादिसंकटे ।
शत्रवो मित्रतां यांति सर्पं दृष्ट्वेव मूषकाः ॥ १२ ॥

ભૂત પ્રેત પિશાચાદિ વ્યાઘ્ર ચોરાદિ સંકટે;
શત્રુ મિત્ર થતાં જેમ સર્પને જોઇ મૂષકો.[4] ૧૨

कुक्रियाः सर्वरिष्टानि कुग्रहाः सर्वनाशनाः ।
आनंदमूर्तिः कृष्णोऽस्य हृदये वसते सदा ॥ १३ ॥

અનિષ્ટો કુક્રિયા સર્વે નાશક કુગ્રહો ટળે;
આનંદમૂર્તિ શ્રીકૃષ્ણ એહનાં હૃદયે સદા. ૧૩

तस्य कुत्रापि नो दुःखं सुखं सर्वत्र सर्वदा ।
अहोरात्रं जपेन्नित्यं गुरूणां मंत्रमुत्तमम् ॥ १४ ॥

ક્યાંહિએ દુઃખ ના તેને સર્વત્ર સુખ સર્વદા;
જપવો નિત્ય દીરાત્રે ગુરુનો મંત્ર ઉત્તમ. ૧૪

---

૩. હરિની પ્રીતિ. ૪. જેમ સાપને જોઇ ઉંદરો મિત્રસમ અનુકૂળ થઇ જાય છે તેમ ચરણ મંત્રનો જપ ભૂતપ્રેતઆદિ સંકટસમયે કરવાંથી શત્રુઓ પણ મિત્ર જેવા અનુકૂળ થઇ જાય છે.

तं हि दृष्ट्वा त्रयो लोकाः पूताः स्युः किमु मानवाः ।
मध्ये च सर्वमंत्राणां मंत्रराजोत्तमोत्तमः १५ ॥

ત્રિલોક દર્શને તેનાં પવિત્ર, શે ન માનવો ?[૫]
સર્વ મંત્રો વિશે એક મંત્રરાજોત્તમોત્તમ. ૧૫

इदमेव परैकांतभक्तिमान्यः सदा स्मरेत् ।
ऋद्धिः सिद्धिर्गृहे सत्यं कृष्णतात्पर्यसुन्दरम् ॥ १६ ॥

સ્મરે આ સર્વદા જેહ કૃષ્ણ-એકાન્ત ભક્તિમાન;
ઋદ્ધિસિદ્ધિ ગૃહે સત્ય કૃષ્ણ-તાત્પર્ય સુંદર. ૧૬

भक्तानां हितकार्यार्थे ज्ञातव्यं स्वजनोत्तमैः ।
वेदवाक्ये महावाक्यं पुराणे भारते तथा ॥ १७ ॥

ભકતકલ્યાણકાર્યાર્થે જાણવું સ્વજનોત્તમે;
વેદવાક્યે મહાવાક્ય પુરાણે ભારતે તથા. ૧૭

श्रीमद्वल्लभवाक्यार्थे श्रीकृष्णः शरणं मम ।
इति श्रीविठ्ठलेनोक्तमष्टाक्षरनिरूपणम् ॥

શ્રીમદ્વલ્લભ વાક્યાર્થે શ્રી કૃષ્ણઃ શરણં મમ;
પૂર્ણ શ્રીવિઠ્ઠલે કીધું અષ્ટાક્ષર-નિરૂપણ. ૧૮

इति श्रीमद्विठ्ठलेश्वरविरचितमष्टाक्षरनिरूपणं समाप्तम् ॥

સમાપ્ત.

---

૫. અષ્ટાક્ષરનો જપ કરનારના દર્શનથી જો ત્રણે લોકો પાવન થાય છે તો મનુષ્યો પાવન થાય એમાં શી નવાઇ ?

## આ જ લેખકની રસાત્મક કૃતિઓ

# " શ્રીરામચરિતામૃત "

પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદમાં પહેલા નંબરનું ઇનામ જીતનારૂં કાવ્ય. મૂલ્ય છ આના.

---

કવિવર રવીન્દ્રનાથ ઠાકુર કૃત

# " ઉત્સર્ગ "

નું

**પદ્યાત્મક ભાષાંતર**

**મૂલ્ય સવા રૂપીઓ**

---

કવિવર જગન્નાથ પંડિત વિરચિત

# " લહરીયુગલ "

( શ્રીયમુનાલહરી તથા શ્રીગંગાલહરી )

**મૂલ્ય ચાર આના**

---

# " પ્રભાતફેરી "

રાષ્ટ્રીયગીતોનો સંગ્રહ

**મૂલ્ય દોઢ આનો**

મળવાનું ઠેકાણું:—

**ગોરધનદાસ ડાહ્યાભાઇ એન્જીનીયર**

મહારાજ મેન્સન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪

# પ્રભુ ! આપનાં શરણમાં !

પ્રભુ આપનાં ચરણમાં અમીરસઝરણ શરણમાં
આવ્યો ભ્રમી કુરણમાં તમ બાળ, લ્યો શરણમાં. ૧

રાખ્યું ન એ સ્મરણમાં ભ્રમતાં ભવાબ્ધિ–રણમાં
કે આપનાં સ્મરણમાં શાંતી ઝરે ઝરણમાં. ૨

સુખઆશઅનુસરણમાં કૈં કૈં જનમમરણમાં
અતિ ક્લાન્ત થૈ ભ્રમણમાં આવ્યો ચરણશરણમાં. ૩

કૈં કૈં ઘમંડ મનમાં કૈં તન્મનાટ તનમાં
ઉડી તે જતાં ગગનમાં નમતાં ઢળી ચરણમાં. ૪

કૈં માત તાત કોટી સુતદારથી કસોટી
થઇ ને પડ્યો છું લોટી પ્રભુ આપનાં ચરણમાં. ૫

આઘાત કૈંક કાયે કાંટા કંઇક પાયે
વાગ્યા હૃદય મુંઝાયે આવ્યો હવાં શરણમાં. ૬

કરૂણાભરેલ નેને શાંતીપ્રવાહવ્હેને
સીંચી સદા હૃદે ને રાખો સદા શરણમાં. ૭

---

# શ્રી શરણ મંત્રમાળા.

किं मंत्रैर्बहुभिर्विनश्वरफलैरायाससाध्यैर्मखैः
किंचिल्लोपविधानमात्रविफलं संसारदुःखाय वै ।
एकः सन्नपि सर्वमंत्रफलदो लोपादिदोषोज्झितः
श्रीकृष्णः शरणं ममेति परमो मंत्रोऽयमष्टाक्षरः ॥

"નારદપંચરાત્ર"

પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સર્વેશ્વર સર્વોત્તમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
નારાયણ નરોત્તમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
યોગેશ યોગવિત્તમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
શ્રીપતિ શ્રીવત્સાંકન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
દલિતાંજનચિક્કણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
કમલેશ કમલેક્ષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
વિઠ્ઠલેશ વિલક્ષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પરમેશ પુરાતન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સદાનંદ સનાતન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ધન્ય ત્રૈલોક્યમોહન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સિદ્ધસુરકુલસોહન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ઘૂર્ણાયિમાનનયન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
શેષપર્યંકશયન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ધૃતશંખસુદર્શન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
વાસુદેવ સંકર્ષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.

યશોદામનરંજન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
દેવકીદુઃખભંજન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
વસુદેવબંધમોચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
હર્ષિતનંદલોચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
યશોદોત્સંગલાલન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ભૂમિગોધનપાલન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
યદુવંશવિભૂષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
નંદમંદિરભૂષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
વ્રજેશ નંદનંદન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
યશોદાનંદકંદન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોગોપગોપીલાલન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોકુલેશ ગોપાલન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
રક્તરાજીવલોચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ભક્તદુઃખવિમોચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
નિત્ય નૂતન નૂતન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
યાદવેંદ્ર યદૂત્તમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પ્રપન્નપ્રાણપવન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પુણ્યપાવનસ્તવન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સૌમ્યશોભનદર્શન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
કૃપાકટાક્ષવર્ષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પદ્મપલાશલોચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સ્વજનાર્તિવિમોચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
શ્રીમદ્ગોકુલમંડન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પાખંડમતખંડન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
હૃદયેશ હૃદયંગમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પ્રાણેશ પ્રિયસંગમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.

બિંબાસ્ય બિંબસત્તમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
નટરાજ નટોત્તમ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
કોકિલસ્વરભૂષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ચિત્રવિચિત્રાભૂષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
હલી દુર્દમમર્દન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
યશોદાહર્ષવર્ધન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
મહામારી–વિનાશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપિકાપરિહાસન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
નીલ ભક્તિપરાયણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
મધુસ્મિતરસાયન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ચંચલચારુલોચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સંસારતાપમોચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
યોગીન્દ્ર યોગજીવન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
રાધિકાપ્રાણજીવન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
શ્રીવત્સચિહ્નમંડન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપિકાનેત્રઅંજન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પ્રીતિપયોધરવર્ષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપીચિત્તાકર્ષણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પ્રસન્નાનંદવદન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
જગદાહ્લાદસદન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સંવીતપીતવસન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સ્નિગ્ધમાણિક્યદશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
વ્રજગોપાલનંદન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
શાંતિસુધાનિઃસ્યંદન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપિકાપ્રીતિરંજન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ભક્તદારિદ્રયભંજન શ્રીકૃષ્ણઃ શરણં મમ.

મુરલીનાદાહ્લાદન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પ્રિયાપ્રેમસંપાદન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સ્વાદુનવનીતાશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પૂતનાપ્રાણનાશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
બકાસુરવિનાશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
નિખિલવિઘ્નનાશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
કાલીયશિરનર્તન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પુણ્યશ્રવણકીર્તન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
વેણુનાદવિકાસન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
વિપ્રભાર્યાન્નપ્રાશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
લીલાધૃતગોવર્ધન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપિકાપ્રીતિવર્ધન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
મઘવનગર્વખંડન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપીષ્ટવેષમંડન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
રસેશ રાસરમણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપિકામોદકરણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
કંદર્પદર્પદલન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સૌન્દર્યશૌર્યકલન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
જગદાહ્લાદકાનન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
કોટિચંદ્રનિભાનન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપિકાનયનાર્ચન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપિકાસુખવર્ધન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપીસેવિતચરણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
રાધિકાસહચરણ શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ગોપીવિરહનાશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.
પૂર્ણકલાપ્રકાશન શ્રીકૃષ્ણઃ શરણં મમ.

ગોપિકાકામપૂરણ　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
અપૂર્વસ્નેહસ્ફુરણ　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સકલલોકવંદન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સ્વીકૃતકુબ્જાચંદન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
કેશીકંસનિષૂદન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
માધવ મધુસૂદન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
મદાલસવિલોચન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
ભક્તશોકવિમોચન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
વરેણ્ય મીનકેતન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
નિત્યશાંતિનિકેતન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
મથુરાભાગ્યભાજન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
યાદવાધિવિનાશન　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
રુક્મિણીવરણક્ષમ　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
સુખસંવર્ધનક્ષમ　　શ્રીકૃષ્ણઃ શરણં મમ.
શરણમંત્રગુંજનં　　રસદં હૃદયંગમમ્.
દુરિતભયભંજનં　　નિત્યં કરોતુ મંગલમ્.

---

शत्रुच्छेदैकमंत्रं सकलमुपनिषद्वाक्यसंपूज्यमंत्रं
संसारोच्छेदमंत्रं समुचिततमसः संघनिर्याणमंत्रम्।
सर्वैश्वर्यैकमंत्रं व्यसनभुजगसंदष्टसंत्राणमंत्रं
जिह्वे श्रीकृष्णमंत्रं जप जप सततं जन्मसाफल्यमंत्रम् ॥

व्यामोहप्रशमौषधं मुनिमनोवृत्तिप्रवृत्त्यौषधं
दैत्येन्द्रार्तिकरौषधं त्रिभुवने संजीवनैकौषधम् ।
भक्तात्यंतहितौषधं भवभयप्रध्वंसनैकौषधं
श्रेयःप्राप्तिकरौषधं पिब मनः श्रीकृष्णदिव्यौषधम् ॥

---

# શ્રીગોપીજનવલ્લભાય નમઃ

## લીલાશુક–બિલ્વમંગળનો વૃત્તાંત

બિલ્વમંગળને સુરદાસ નામે પ્રસિદ્ધિ મળી છે પરંતુ શ્રીકૃષ્ણભગવાનના અષ્ટ સખામાંના જે સુરદાસ તે અને બિલ્વમંગળ–સુરદાસ એ બન્ને વ્યક્તિઓ એક જ કે જુદી જુદી તે નિશ્ચિતરૂપે કહી શકાય તેમ નથી. પરંતુ બિલ્વમંગળ ૧૪૮૩ માં જન્મ્યા અને ૧૫૬૩ માં ગોલોકધામ પધાર્યા કે ૧૫૯૭ માં જન્મી ૧૬૭૭ માં ગોલોક પધાર્યા ? વળી બિલ્વમંગળ કાશીનિકટે શ્રીગંગાજીને કિનારે આવેલા ગામના નિવાસી હતા કે કૃષ્ણ-વેણ્વા નદીને પશ્ચિમ કિનારે આવેલાં ગામના નિવાસી હતા ? બિલ્વમંગળ જન્મથી જ અંધ હતા કે પાછળથી અંધ થયા હતા એ બધી બિનાઓનો નિર્ણય કરવાનું ઇતિહાસવેત્તાઓ કે પુરાતત્ત્વવેત્તાઓને સોંપી આપણે માત્ર "ગોવિંદમાધવ સ્તોત્ર"ના પ્રણેતા કવિ લીલાશુક બિલ્વમંગળના સંબંધમાં જે બે કિંવદન્તી–ચિંતામણિ નામક વારાંગના સાથેના સંબંધ–વિષેના પ્રસંગની તથા વણિકપત્ની સાથેના પ્રસંગની–લોકોમાં પ્રચલિત છે તેનો જ અત્રે ઉલ્લેખ કરીશું.

પહેલી કિંવદન્તી–જે ચિંતામણિ નામની વારાંગના સાથેના પ્રસંગની છે તેનું વસ્તુ લઇને રાજકવિ કલાપીએ "બિલ્વમંગળ" નામનું કાવ્ય પોતાની લાક્ષણિક શૈલીમાં ઘણું જ સુંદર લખ્યું છે.

એ કાવ્ય પ્રમાણે યમુના નદીના એક બાજુના કિનારાના ગામમાં બિલ્વમંગળ રહેતા હતા અને બીજી બાજુના કિનારાના ગામમાં એમની પ્રેમપાત્રી ચિંતામણિનામક વારાંગના રહેતી હતી. એક દિવસે ચોમાસાની ઘોર અંધકારપૂર્ણ રાત્રિ હતી. માથે મેઘ–ગર્જના સહિત વૃષ્ટિ મુસળ-ધારાએ થઇ રહી હતી. આખી રાત્રિની વેળાએ બિલ્વમંગળ પોતાની

પ્રિયાને મળવા માટે અતિ આતુર થઈને યમુના નદીમાં, સ્હામે પાર જવા માટે, કૂદીને પડયા. થોડીવારમાં નદીમાં તણાતું એક માનવશબ હાથ લાગતાં તેને લાકડાંનો કટકો માની તેના પર બેસીને કવિ નદીને સ્હામે પાર પહોંચ્યા. પછી પાછા ફરતી વેળાએ એ સાધન કામ લાગશે એમ માની કવિએ એ શબને નદી કિનારે મૂકયું.

પાસે મૂકી મૃત શરીરને મસ્ત પ્રેમી વદે છેઃ—
"દીવા મારી પ્રિય સખીતણા ઓરડાના દિસે છે."
અંધારામાં ત્વરિત પગલે ડોલતો ચાલતો આ
આવી પ્હોંચી પ્રિય–ગૃહકને જોઈ ઊંચે ઉભો ત્યાં;
ગોખેથી ત્યાં લટકી ઝુલતું કાંઈ દોરી સમું છે,
ઝાલી તેને ઉપર ચડીને ગોખમાંહીં ઉભો તે.

દીઠી તેને હૃદય ધડકે જેમ ચીરાઈ જાતું,
દીઠી તેને અવયવ બધા પીગળી જાય છે શું !
દિસે તેને ચકર ફરતો કંપતો ઓરડો એ
કામી પ્રેમી અનિમિષ રહી પ્યારીને નિરખે છે.

જોઇ લેજે ફરી ફરી સુખે પ્રેમનું સ્થાન પ્રેમે,
આ'વી મીઠી સુખની વખતે કોઇ વેળા ન આવે;
આ'વી પ્રીતિ તુ જ ન વખતે હોય કાલે પ્રભાતે,
આ આશાનું મધુર સુખ તો આજ ઉડી જ જાશે.

જોઇ લેજે ફરી ફરી ભલે દૂરથી જોઇ લેજે,
ઇચ્છે તેવું સુખ અનુભવી આજની રાત લેજે;
તારે માટે દિવસ ઉગતાં કાંઇ જુદું જ ભાગ્ય,
તારો નિર્મ્યો કરુણ પ્રભુએ કાંઇ જુદો જ માર્ગ.

× × × ×

પેલો કામી પુરુષ હજુ ત્યાં ગોખમાંહી ઉભો છે,
તેનાં કામી પ્રણયી નયનો પ્રેમીને નિરખે છે;
ત્યાં દીવામાં ચડચડી મર્યું એક ભોળું પતંગ,
જોવા લાગ્યો સ્થિર નયનને ફેરવી ત્યાં યુવાન !

બોલી ઉઠ્યો અહહહ પ્રભુ ! સ્નેહની આ દશા શી ?
ઓહો કર્તા ! તુજ કરણીમાં આ'વી તે ક્રૂરતા શી ?
પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે
એ ભોક્તાનું જિગર કુંમળું ભોજ્ય તે કેમ બાળે ?

કાંઇ મીઠું સુખ નકી હશે પ્રેમીને બાળવામાં
ને કૈં તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામાં;
બાળી દે તો-પ્રિય સખિ ! મને ! એટલું બોલી દોડી,
સૂતેલીનાં હૃદયસહ તે ધ્રૂજતી છાતી ચાંપી !

જાગી બોલી ચમકી લલના, "જીવના જીવ મારા !
શું અત્યારે તુજ સખીકને આમ આવ્યો જ વ્હાલા !"
ને બંને એ હૃદય ધડક્યાં સાથસાથે દબાઇ
ભાને ભૂલી પ્રણયી સુખિયાં શાંત પામ્યાં સમાધિ.

ના ના રે રે ! વખતનદ તો જાય ચાલ્યો સપાટે,
તે રોકાતો પલ પણ નહીં પ્રેમીનાં કાર્ય માટે;
બિચારાંની સફળ ઘડીઓ લેશ ના દીર્ઘ થાતી,
ઓ હો ! એ તો જલદી જલદી આવી કે ઉડી જાતી.

જ્યારે બન્ને રસમય દિલો સાથ સાથે દબાયાં,
ત્યારે તેના ગૃહ ઉપર કૈં વાદળાં દોડતાં'તાં;
ને હાવાં તે ઘનદલ સહુ વિખરાઈ ગયાં છે,
તારા સાથે શશી ચળકતો પશ્ચિમે ઉતરે છે.

ઓહો મીઠું જરૂર દિસતું તૃપ્તિનું આજ લ્હાણું,
કેવું ઘેલું કૂદી કૂદી ઉડી ગીત ગાતું ચકોરૂં !
કેવાં નાચી પ્રતિ વીચિ ઉરે ચંદ્રનું બિમ્બ ધારે,
ને વાયુના અધર ફરકે પુષ્પના ઓષ્ઠ સાથે.

હિમે ઢાંકયા ગિરિવર તણા શૃંગ શૃંગે શશી છે,
ને ગુલ્મોના પ્રતિ ફુલઉરે ભૃંગ બાઝી રહ્યા છે;
આજે કયાંએ વિરહદુઃખનાં મ્લાનિ કે અશ્રુ છે ના,
કયાંએ છે ના જગત પરની સર્વવ્યાપી કટુતા.

પૂર્વે લાલી ચળકતી દિસે આભમાં કેસુડાં શી,
જે જોઇને કલરવ કરી ઉડતાં કૈંક પક્ષી;
પિયુ સાથે શયન કરતી સાંભળી સુંદરી તે,
બોલી, "મારા પ્રિયતમ ગઇ રાત્રિ ચાલી અરે રે !"

આહા ! અન્તે જનહૃદયને બોલવાનું "અરે રે !"
કંપી રહેતાં જીગર સુખમાં ઉષ્ણ નિઃશ્વાસ આવે;
આંસુડાં જ્યાં નયન પરથી હર્ષનાં ના સૂકાયાં,
ત્યાં તો નેત્રો દુઃખમય બને આંસુની ધારવાળાં !

ચોંટી મ્લાનિ પિયુ હૃદયને સાંભળી ત "અરે રે !"
ને અંગોમાં દુઃખમય અરે મ્લાનિની સુસ્તી આવે;
ફેંકી દૃષ્ટિ અતિ દુઃખ ભરી પ્યારીનાં નેત્ર સામે,
જે દૃષ્ટિમાં .દુઃખમય અમી વ્હાલનું વર્ષી રૂહે છે.

બંને ઉઠી શિથિલ પગલે ગોખમાં આવી ઉભા,
ભારે હૈયે કુદરતતણું શાંત સૌન્દર્ય જોતાં;
ઉગે છે ત્યાં જળહળ થતો પૂર્વમાં લાલ ગોળો,
નાચી રૂહે છે કિરણ સલિલે રેડતાં રંગ રાતો..

"કેવું વ્હાલા, ખૂબસૂરત છે વિશ્વનું રૂપ ભવ્ય !
"નાચે કેવો સુખમય તહીં ઢેલ સાથે મયૂર !
"અશ્રુ ઝીલે પ્રિયતમ કને હેતથી તે મયૂરી,
"જો તે દે છે મયૂર પ્રણયી પ્રેમની ચીસ પાડી.

"ચુમ્બી અશ્રુ તુજ પ્રિય સખે ! ગાલથી લૂંછી નાંખું,
જાવું ના ના, મુજ સહ રહે, એટલું નાથ યાચું;"
બોલી એ ત્યાં નજર યમુના તીર પાસે પડે છે,
ને ત્યાં પેલું શબ નિરખતાં નાથને એ પૂછે છે.

"જોને વ્હાલા ! મૃત શરીર કો કેમ ત્યાં છે પડેલું ?
"રે રે ! શું ના જગત પર છે કોઇ એ મિત્ર તેનું ?
"રોવા તેને જગ પર નથી કોઇ ના દાહ દેવા !
"વ્હાલા, તેનું સુખમય હશે મૃત્યુ કેવું થયું હા !"

જોઈ તેને પ્રણયી વદતો શાન્ત ગંભીર વાણીઃ—
"હું આવ્યો છું ઉતરી યમુના રાત્રિએ હોડી માની;
"વ્હાલી ! તે એ શબ જરૂર છે, મિત્ર તેનો બનું હું,
"ચાલો તેને નદીતટ જઇ અગ્નિનો દાહ દેશું."

આભારે કે પ્રણય ઉભરે શીર્ષ નીચું નમાવે,
ને પ્યારાના હૃદયસહ એ સુંદરી ગાલ ચાંપે;
ત્યાં તો "વ્હાલા સરપ લટકે ગોખની બારીએ છે,"
બોલી એવું કૂદી પડી નીચે સુન્દરી ગાભરી એ.

જોઈ તેને પ્રિયતમ કહે ઉરથી—ઉર ચાંપીઃ—
"આવ્યો હું તો ઉપર ચડી એ સાપને દોરી માની;"
સુણી આવું ચકિત થઇને મૂક વિચારતી કે,
ચિન્તાવાળાં સજલ નયને સ્વામીને જોઇ રહેતી.

ત્યાં હોલાયે છત ઉપરથી ઝુલતો એક દીવો,
હાંડીમાંથી સરકી નિકળ્યો ધૂમ્રનો શ્યામ ગોટો;
તે જોઇને દઢ થઇ જરા ઉચ્ચરે આમ શ્યામાઃ—
"મ્હારા વ્હાલા ! સુર ! હૃદયથી દાસ તું ઈશનો થા !

"ફાની છે આ જગત સઘળું અન્ત આ જીવવાને,
"જે છે તે ના ટકી કદિ રહે સર્વદા કાળ ક્યાંએ,
"શોધી લેને પ્રિય પ્રિય સખે ! સર્વદા જે રહેશે,
આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને !

હું તારી ને મુજ પણ સખે! પ્રેમી આ દીલ તારૂં:
તે જાણીને હૃદય મમ તો આજ ચીરાઈ જાતું,
તારૂં તે ના તુજ રહી શકે તૂટશે સર્વ મારૂં;
માટે છોડી 'તુજ' 'મુજ' હવે દાસ થા ઈશનો તું !

આ દીવો જો મુજ ગૃહ બધું તેજથી પૂરી દેતો,
દીપ્તિહીણો તિમિરમય છે ધુમ્ર તો અંત તેનો;
ભોળા તારા હૃદયસહ આ પ્રેમનું જે શરીર,
તેની વાયુવતી ઉડી જતી આખરે અંત ખાક !

શું છે હુ માં ? સુખરૂપ તને દેહ આ ના થવાની,
વ્હાલા તેને મરણ પછી તો કાષ્ઠમાં બાળવાની;
ટેકો જ્યારે તુજ હૃદયનો કોઇ ક્યાંએ ન રૂહેશે,
રોતાં ત્યારે જીવિત સઘળું પૂર્ણ તે કેમ થાશે ?

તૈયારી તું પ્રિયતમ કરી મૃત્યુની લે અગાડી,
ને મારો તું કર ગ્રહી મને સાથ લેને ઉપાડી;
તોડી ભીંતો તિમિરગઢની દિવ્ય સ્થાને ઉડી જા,
ને તે માટે સુર ! હૃદયથી દાસ તું ઈશનો થા !

તેં શીખાવ્યો રસ ઉર ભરી પ્રેમ સંસારનો જો,
દોરી જા તું મુજ ઉર હવે દૂર સંસારથી તો;
શું શીખાવું શિખવ મુજને, પ્રેમ વૈરાગ્યમાં તું,
જાગી ચેતી ઉઠ ઉઠ હવે ઊંઘ વા સર્વદા તું !

ઉંડું ઉંડું હૃદય ઉતરી સાંભળી આ રહ્યું'તું,
ને પ્રેમીનાં મગજ ઉપરે ઉષ્ણ લોહી ફરંતું;
નિદ્રામાંથી દિવસ ઉગતાં ઉઠતો જેમ હોય,
રાતું તેનું મુખ ત્યમ દિસે શાંત ગંભીર ભવ્ય !

દૃષ્ટિ ફેંકી પ્રિયમુખભણી પ્રેમ ઔદાર્યભીની,
બોલ્યો વાણી ગદગદ થઇ મેઘની ગર્જના શીઃ—
"રે કલ્યાણી ! સખિ ! ગુરુ ! પ્રિયે ! પ્રેમની દિવ્ય જ્યોતિ !
તારે પંથે વિહરીશ હવે જાળજંજાળ તોડી !

સંસારીને શીખવીશ હવે સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ,
ને અંતે હું મરીશ મુખમાં ઈશનું નામ બોલી;
ચાલો ચાલો નદી તટ પરે ઝુંપડી બાંધશું, ને,
વ્હાલા મારા પરમ પ્રભુનાં ગીત ગાશું જ પ્રેમે !

શૃંગારી આ હૃદય તુજ ક્યાં? શાંત વૈરાગ્ય તે ક્યાં?
સંસારી આ તુ જ હૃદયમાં જ્ઞાનનું ઉગવું ક્યાં?
શું વિચારૂં? મુજ મગજ તો બાવરૂં આ બને છે,
શું વિચારૂં? મુજ હૃદયમાં આંસુડાં ઉભરે છે.

જન્મ ને જીવનાં કૃત્યો છે આકસ્મિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિ–હાથ છે;
'કરૂં છું'ને 'કર્યું છે મેં' જૂઠું એ અભિમાન હા!
કરી તે શું શકે પ્રાણી આ અનંત અગાધમાં?

આ પ્રમાણે સંસારપરની આસક્તિ દૂર થતાં અને શ્રીકૃષ્ણચંદ્રપ્રતિ ભક્તિભાવનો ઉદય થતાં કવિરાજ બિલ્વમંગળ અને તેની પ્રિયતમા ચિંતામણીનાં જીવનનું એવું તો પરિવર્તન થયું કે તેમનાં જીવનનો ઉત્તર ભાગ શ્રીકૃષ્ણચંદ્રની ભક્તિનાં આસ્વાદનમાં ભક્તિની ઉત્તરોત્તર વૃદ્ધિ સાથે પસાર થયો. પોતાની પ્રિયા ચિંતામણીના શબ્દો સાંસારિક જીવનમાંથી ભક્તિમય ઉન્નત જીવનમાં દોરનારા નીવડવાથી કવિવર બિલ્વમંગળ-સુરદાસે ચિંતામણીને પોતાના પ્રથમ ગુરુનું સ્થાન આપી તેનો અસંત આભાર માન્યો. ત્યાર પછી પૂર્વસિદ્ધ પ્રેમાંકુર-શ્રીકૃષ્ણપ્રેમાંકુર પ્રકટ થતાં શ્રીરાધા-કાંતને પ્રાણકોટિથી પણ વિશેષ પ્રિય ગણીને સોમગિરિ નામના વૈષ્ણવોત્તમ આચાર્ય પાસે શ્રીમદ્‌ગોપાલમંત્રરાજ ગ્રહણ કરી ભક્તિમાં તલ્લીન થયા. ગુરુની સાન્નિધ્યમાં રહી શ્રીકૃષ્ણલીલાનું શ્રવણ કરી શ્રીકૃષ્ણની લીલાનાં વર્ણનના ગ્રંથો લખ્યા. શ્રીગુરૂજીએ એ ગ્રંથોનું અવલોકન કરી બિલ્વમંગળ સુરદાસને "લીલાશુક" એવી સંજ્ઞા આપી. ત્યારથી એ લીલાશુક બિલ્વ-મંગળ નામે પ્રસિદ્ધ થયા.

બીજી કિંવદન્તી પ્રમાણે વૈરાગ્ય ઉત્પન્ન થયા પછી પણ એક વણિક ધનિકની યુવાન સ્ત્રીને જોઇ તે પર કવિ મોહ પામ્યા અને તેના પતિ પાસે તે સ્ત્રીનું દર્શન કરાવવાની માંગણી કરી.

"તમારી રમણી આણી મુજને દર્શાવો,
આણી ત્યાં રમણી નિજ સજાવી કરીને;
આપાદ મસ્તક સાધુ સર્વ નિરખીને,
કાંઇક વિચારી યુવતીપ્રતિ ત્યાં ભણે;
તીક્ષ્ણ બેક સોયા શીઘ્ર આણી દિયો મને;
વિકારપૂરણ મારૂં કરે જે પતન,
શું કરૂં એ નેન જો કે ગણાય રતન ?"

આ પ્રમાણે બોલી તે સોયાવડે પોતાનાં બંને લોચનો ફોડી નાંખ્યાં. ત્યાર પછી—

અપ્રાકૃત દેહ ત્યહાં દિવ્ય ચક્ષુ બની રહ્યાં
કૃષ્ણરૂપપાનના પિયાલા. (ભકતમાલ)

આ કિંવદન્તીનું વસ્તુ લઇને કવિવર રવીન્દ્રનાથ–ઠાકુરે "સુરદાસની પ્રાર્થના વા આંખોનો અપરાધ"એ નામનું સુંદર કાવ્ય લખ્યું છે. પરંતુ એ કાવ્યમાં બે સોયાને બદલે બે તીક્ષ્ણ છરીઓની માંગણી કવિએ કરી છે. સોયાથી તો માત્ર બે ચર્મચક્ષુઓ જ ફોડી નાંખી શકાય છે. પરંતુ તેથી કાંઇ વિકારવાળાં આંતર ચક્ષુઓ દૂર કરી શકાતાં નથી, અને જ્યાં સુધી એ વિકારવાળાં આંતર ચક્ષુઓ અંધ ના થાય ત્યાં સુધી શ્રીમદ્દભગવદ્દગીતામાં વર્ણવેલા મિથ્યાચારની દશા રહે છે.

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्।
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ३–५ ॥

માટે કવિવર રવીન્દ્રનાથ એક પગલું આગળ વધી કવિરાજ બિલ્વમંગળ પાસે છરીની માંગણી કરાવે છે ને એ છરીવડે ચર્મચક્ષુની સાથે સાથે વિકારી આંતર્ ચક્ષુઓ પણ કોતરી કાઢી લેવાની પ્રાર્થના કરાવે છે:—

ઢાંકો ઢાંકો મુખ તાણીને ઘુંઘટ,
હું તો કવિ સુરદાસ;
દેવિ ! આવ્યો છું, હું ભિક્ષા માંગવા,
પૂરવી પડશે આશ !

અતિ અસહન વહ્નિ દહન,
મર્મ સ્થાને હું કરૂં છું વહન;
કલંક રાહુ પ્રતિ પલે પલે,
જીવન કરે છે ગ્રાસ !

પવિત્ર તમે, નિર્મલ તમે,
તમે દેવી, તમે સતી;
કુત્સિત દીન અધમ પામર,
મલિન હું તો અતિ !

તમે જ લક્ષ્મી, તમે જ શક્તિ,
આ મારે હૃદયે પાઠવો ભક્તિ;
પાપનું તિમિર ખાખ થાય જ્વલી,
ક્યાંહિ તે પુણ્ય જ્યોતિ!

દેવની કરૂણા માનવી આકારે,
આનંદધારા વિશ્વ આગારે;
પતિત-પાવની ગંગા જે વિધ,
પધાર્યાં પાપીને કાજે?

તમારૂં ચરિત રહેશે નિર્મળ,
તમારો ધર્મ રહેશે ઉજ્જ્વળ;
આ મમ પાતક કરી દિયો લીન,
તમારાં પુણ્યે આજે.

તમને કહીશ લજ્જા-કાહિની,
લજ્જા ન તેમાં જરાય;
તમારી પ્રભામાં મલિન લજ્જા,
પલકે વિલીન થાય.

ઉભા છો તેમ જ ઉભા રહો તમે,
નીચી આંખે મારી સ્હામું જુઓ તમે;
ખોલી નાંખો મુખ આનંદમયિ!
ઘુંઘટનું નહીં કાજ.

નિરખી આપને ભીષણ મધુર,
પાસે છો છતાંએ છો અતિ સુદૂર;
ઉજ્જવલ જેવો દેવ રોષાનલ,
ટાંપી રહ્યો જેવો બાજ.

જાણ્યું શું આપને પાપી આંખો ખોલી,
જોયા છે દૃષ્ટિ જોડી ?
ગઈ હતી મમ બ્હાવરી વાસના,
આ જ મુખપ્રતિ દોડી.

તહમે શું તે ક્ષણે જાણી શકયા હતા ?
નિર્મલ હૃદય આરસી માંહિ ત્યાં;
ચિહ્ન કાંઈ શું પડયું હતું આવી,
નિશ્વાસ રેખા–છાયા ?
ધરાની દુરાશા મ્લાન કરે યથા,
આકાશ–ઉષાની કાયા.

લજ્જાએ સહસા આવી અકારણે,
વસનની સમ રંગ્યાં આવરણે.
ઇચ્છયું હતું શું ઢાંકવા તમને,
લુબ્ધ નયન થકી ?

મોહ–ચંચલ તે લાલસા મમ,
કૃષ્ણવરણ કો ભ્રમર સમ;
ઉડતી ફરતી'તી શી ગુણ ગુણ કરી;
તમારી દૃષ્ટિ પ્રતિ !

આણી છે છરી આ તીક્ષ્ણ જ્વલિત,
પ્રભાત રશ્મિ સમ;
લિયો, વીંધી નાંખો વાસના–સઘન,
આ કાળાં નયન મમ !

આ આંખો આ મમ શરીરે તો નાહિ,
ફુટી છે મર્મ–તલે.
સળગતા કોઇ અંગારાસમ,
નિશિદિન માત્ર જ્વલે.

ત્યાંહિ થકી તેને છેદી કાઢી લિયો,
જ્વાલામય એક નેન.
તમારે માટે છે પિપાસા જે તણી,
તે તમારાં થાઓ નેન.

અપાર ભુવન, ઉદાર ગગન,
શ્યામલ કાનનતલ.
વસંત અતિ મુગ્ધ-મૂરતિ,
સ્વચ્છ નદીનાં જલ.

વિવિધવરણ સંધ્યાનીરદ,
ગ્રહ તારામયી નિશા.
વિચિત્ર શોભા શસ્ય ક્ષેત્ર,
પ્રસારિત દૂર દિશા.

સુનીલ ગગને ઘનતર નીલ,
અતિ દૂર ગિરિમાલા.
તેની પેલી પારે રવિનો ઉદય,
કનક-કિરણ-જ્વાલા.

ચકિત વીજળી સઘન વરષા,
પૂર્ણ ઇન્દ્રધનુ.
શારદ આકાશે અસીમ ખીલેલી,
ચાંદની શુભ્રતનુ.

લિયો, સહુ લિયો, તમે કાઢી લિયો,
યાચું છું હું અકપટે.
તિમિરની પીંછી ફેરવી દિયો હો,
આકાશ ચિત્રપટે.

એ સહુ મુજને ભુલાવી સતત,
ક્યાંએ લઇ જાય તાણી.
માધુરી–મદિરા પીને પછી પ્રાણ,
માર્ગ શકે નહીં જાણી !

સહુ મળી જાણે બજાવવા ચાલ્યુ,
કાઢી લૈ મારી બંસરી.
પાગલ સમાન રચી નવ ગાન,
નવ તાન છેડી કરી.

પોતાની લલિત રાગિણી સુણીને,
પોતે જ અવશ મન.
ડુબાવવા વહે કુસુમ–ગંધ,
વસંત–સમીરણ.

આકાશ મુજને આકુલ થૈ ગ્રહે,
ફુલ ઘેરી રહે રસે.
શી પેર ના જાણું જ્યોત્સ્ના–પ્રવાહ,
સર્વ શરીરે લસે.

ભુવનમાંહેથી નીકળી આવતી,
ભુવનમોહિની માયા.
યૌવનભર્યા બાહુપાશે તેના,
બદ્ધ કરતી કાયા.

ચારે દિશે ઘેરી કરે આવજાવ,
કલ્પનામૂર્તિ કંઇ.
કુસુમ–કાનને ભમતી ફરતી,
ગાભરી બ્હાવરી થઇ !

શિથિલ બનતી હૃદયતંત્રી
વીણા પડી જાય ડગી
નાહિ રેલે વધુ હરિનામગાન
વરસ વરસ લગી

હરિહીન તે જ અનાથ—વાસના
તૃષાએ જગતે ફીરે.
વાધે તૃષા,—ક્યાંહિ પિપાસાનું જલ
અકૂલ ખારાં આ નીરે !

ગઇ હતી દેવિ ! તે જ ઘોર તૃષા
તમારાં રૂપકિનારે,
આ આંખ સહિત આંખની પિપાસા,
લોપ કરો એકે વારે.

ઇંદ્રિયદ્વારે તમારી મૂર્તિ,
પ્રવેશી જીવન મૂલે.
આ જ છરી વડે તેહ મૂરતીને,
કોતરી લિયો સમૂલે !

તેની સાથે હાય અંધારે ભળશે,
નિખિલની શોભા સર્વ.
લક્ષ્મી જશે ને તેની સાથે જશે,
જગ છાયા સમ સર્વ.

જાઓ, ત્યારે જાઓ ! શકું ન તણાઇ,
કેવલ મૂરતિ સ્રોતે !
લઇ ઘ્યો મુજને પ્રકાશમગન,
મૂરતિ—ભુવનથી હે !

આંખો જતાં મમ સીમા ચાલી જશે,
એકાકી અસીમ ભર્યા.
આ મમ અંધારે મળશે ગગન,
મળશે સકલ ધરા.

તેજહીન તે જ વિશાલ હૃદયે,
મારો તે વિજન વાસ.
પ્રલય-આસન રચીને બેસીને,
રહીશ હું બારે માસ.

થંભો એક પલ! સ્હમજી શકું ના,
ઠીક કરી ચિંતી જોઉં!
વિશ્વ-વિહોણું વિમળ અંધારૂં,
ચિરકાળ રૂહેશે તે શું?

ક્રમે ધીરે ધીરે નિબિડ તિમિરે,
શું ઝળકી ઉઠશે ન.
પવિત્ર મુખ, મધુર મૂર્તિ,
સ્નિગ્ધ ઢળેલ નેન?

આ ક્ષણે જે વિધ ઉભા રહી તમે,
દેવીની પ્રતિમાસમ.
સ્થિર ગંભીર કરૂણ નયને,
જુઓ છો હૃદયે મમ.

વાતાયનથકી સંધ્યા કિરણ,
પડે છે લલાટ દેશે.
મેઘની પ્રતિભા લભે છે વિરામ,
નિબિડ શ્યામલ કેશે.

શાંતિ રૂપિણી આ મૂરતિ તમ,
અતિ અપૂર્વ વેશે.
અનલ રેખાએ વિકસી ઉઠશે,
અનંત નિશિ દેશે.

સૌ દિશે તમ નૂતન જગત્,
પોતે જ સર્જાઇ રૂહેશે.
આ સંધ્યા શોભા આપને ઘેરીને,
ચિરકાળ જાગી રૂહેશે.

આ જ વાતાયન પેલો ચંપા છોડ,
દૂર સરયૂની રેખ,
નિશિદિનહીન અંધહૃદયે,
સદા ઝગશે સુરેખ !

તે નવજગતે કાળસ્રોત નાહિ,
પરિવર્તન નાહીં.
આજે આ જ દિન અનંત થતાં,
"ચિર દિન" રૂહેશે નાહીં.

ત્યારે એમ થાઓ, થાઓ ના વિમુખ
દેવિ ! તેમાં તે શી ક્ષતિ !
હૃદયઆકાશે ઝળકી રહોને,
દેહહીન તમ જ્યોતિ !

વાસનામલિન લોચન કલંક—
—છાયા નાંખશે ન ત્યાંય,
અંધકારમય હૃદય–ઉત્પલ,
ચિરદિન રૂહેશે પાય.

તમારામાં મમ દેવને જોઈશ,
જોઈશ મારા હરિ.
તમારા પ્રકાશે ઝળકી રહેશે,
અનંત વિભાવરી !
કવિવર રવિન્દ્રનાથ ઠાકુર
કૃત "માનસી" પા. ૧૨૦–૧૨૮.

અંધત્વ પામ્યા પછી કવિ એક દિવસ વૃંદાવન જતાં રસ્તામાં ચાલતા એક ખાડામાં પડી ગયા. તે વખતે શ્રીકૃષ્ણભગવાને પોતાના ભકતને વિપત્તિમાં પડેલા જોઈને પોતાના હાથનાં અવલંબન વડે, ભકતકવિને ખાડામાંથી બહાર કાઢયા. શ્રીકૃષ્ણના કરનો સ્પર્શ પામતાં જ ભકત ભગવાનને ઓળખી ગયા અને શ્રીકૃષ્ણનો હાથ પોતાના હાથવડે જોરથી ઝાલી રહ્યા, પરંતુ ભકતનો હાથ છટકાવીને ભગવાન્ શ્રીકૃષ્ણ અંતર્ધાન થઈ ગયા. તે વેળાયે કવિવરે ગાયું–

हस्तमुत्क्षिप्य यातोऽसि बलात् कृष्ण किमद्भुतम् ।
हृदयाद् यदि निर्यासि पौरुषं गणयामि ते ॥

"કર છટ કાઇ જાતુ હૌ દુરબલ જાની મોહિ
હિરદઈ સૌં જૌં જાહુગો, મરદ બખાનૌં તોહિ."

"બળેથી છોડવી હાથ જવામાં કૃષ્ણ વીર્ય શું ?
હૃદેથી યદિ જાઓ તો વીર હું આપને ગણું."

માર્ગમાં ચાલતાં ચાલતાં ભગવાન્ પ્રતિના ઉછળતા પ્રેમના પ્રવાહથી ઉત્પન્ન થયેલી ઉત્કંઠાના મોજાંમાં તણાઇ પોતાને ક્ષુદ્ર સમ ગણીને ભગવાનની સ્ફુર્તિ પોતાનામાં થાય એવી પ્રાર્થના કરતા કરતા મથુરાં આવી પહોંચ્યા. ત્યાં લીલાવિશેષની સ્ફુર્તિથી ઉછળતા અનુરાગના સિંધુમાં ઉઠતા કૃષ્ણદર્શનની લાલસાના વમળમાં ડુબીને શ્રીકૃષ્ણનાં દર્શન માટે પ્રાર્થના કરવા લાગ્યા. પછી તે સ્ફુર્તિમાં શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર અનુભવાયો એમ માનવા લાગ્યા. પછી જયારે વૃંદાવન પહોંચ્યા ત્યારે કવિવરને

શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર યથાર્થ રીતે થયો. પછી શ્રીકૃષ્ણ સાથે કવિવરના પ્રસંગો તથા શ્રીકૃષ્ણની નિત્યલીલાના પ્રસંગો જે જે કવિવરે પોતાની ભાવભરી વાણીમાં વર્ણવ્યા તે તે એમની સાથે રહેનારા વૈષ્ણવોએ નોંધી લીધા અને સાચવી રાખ્યા. શ્રીકૃષ્ણ સાથેનો કવિવરનો એક પ્રસંગ અત્રે આલેખી આ વૃત્તાંત સમાપ્ત કરીશું.

એક વેળાએ શ્રીકૃષ્ણચંદ્રે ધનુષબાણ ધારણ કરી શ્રીરામચંદ્ર સ્વરૂપે ભક્તરાજને દર્શન આપ્યાં તે વેળાએ કવિવરે ગાયું:–

विहाय कोदंडशरौ मुहूर्तं
गृहाण पाणौ मणिचारुवेणुम् ।
मायूरबर्हं च निजोत्तमांगे
सीतापते त्वां प्रणमामि पश्चात् ॥ ९४ ॥

કૃષ્ણકર્ણામૃત (તૃતીય આશ્વાસ)

ત્યજી કરી ચાપશરો ઘડીક,
ગ્રહો કરોમાં મણિચારુ વેણુ;
શિરે ધરો મોરતણું સુપિચ્છ,
સીતાપતે તો પ્રણમું પછી હું.

આ પ્રાર્થના શ્રવણ કરી શ્રીકૃષ્ણે વેણુ ધારણ કરી વેણુગોપાલરૂપે દર્શન આપી ભક્તની કામના પૂર્ણ કરી. આથી ઉલટો પ્રસંગ તુલસીદાસજીનાં જીવનમાં બન્યાનું કહેવાય છે. તુલસીદાસજીએ વૃંદાવન ગયા ત્યારે વેણુધારી શ્રીકૃષ્ણગોપાલનાં દર્શન કરી પ્રાર્થના કરી હતી કે:

ખૂબ બની છબી આજકી કહા બખાનું નાથ !
તુલસી મસ્તક તબ નમે ધનુષબાણ લ્યો હાથ.

અને શ્રીકૃષ્ણે તુલસીદાસજીને શ્રીરામચંદ્ર સ્વરૂપે દર્શન આપ્યાં હતાં. "મારી સાથે યુગલ સ્વરૂપે રાસનૃત્ય કરો" એવી પ્રત્યેક ગોપિકાની પ્રાર્થના પૂર્ણ કરવા માટે શ્રીકૃષ્ણચંદ્રે અનેક સ્વરૂપો ધારણ કરી એક જ વેળાએ સર્વ ગોપિકાઓ સાથે રાસનૃત્યની લીલા કરી તેમના

ઇષ્ટ સ્વરૂપે તેમની સમક્ષ પ્રત્યક્ષ પ્રકટ થઇ તેમની મનઃકામના એવી રીતે પૂર્ણ કરી કે તેમને પ્રત્યેકને એમ જ લાગ્યું કે જાણે તે એકલી જ શ્રીકૃષ્ણની પ્રિયમાં પ્રિય પ્રેમપાત્રી હતી.

अघहर कुरु युग्मीभूय नृत्यं मयैव
त्वमिति निखिलगोपीप्रार्थनापूर्तिकामः ।
अतनुतगतिलीलालाघवोर्मिं तथासौ
ददृशुरधिकमेतास्तं यथा स्वस्वपार्श्वे ॥

(રસામૃતસિંધુ ૨–૧–૪૭)

"અઘહર! મુજ સાથે રાસલીલા રમો" એ
મનધરી સહુ ગોપી પ્રાર્થના પૂરવાને,
વિવિધ વિવિધ રૂપે કીધ એ'વી કળા કે,
પ્રય નિજ નિજ પાસે પેખતી રાચતી સૌ."

માટે જ ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भ ाम्यहम् (ગીતા–૪–૧૧) એ પોતાના વચનાનુસાર ભક્તોનાં મનની કામના પ્રમાણે ભગવાન્ સ્વરૂપ ધારણ કરી તે તે કામના પૂરે છે, એ કારણથી શ્રીકૃષ્ણને "વાંછા કલ્પતરુ," "ગોપસીમંતિની શશ્વદ્ ભાવાપેક્ષા–પરાયણ" "ગોપીમનોરથાક્રાન્તનાટયલીલાવિશારદ," "ગોપીષ્ટવેષમંડન" "કૃષ્ણભાવવ્યાપ્ત વિશ્વગોપીભાવિતવેશધૃક્" ઇત્યાદિ. સંબોધનોથી ભક્તો સ્તવે છે.

કવિવર લીલાશુક બિલ્વમંગળની ઉત્તરાવસ્થા વૃંદાવનમાં જ શ્રીકૃષ્ણની સન્નિધ્યમાં શ્રીકૃષ્ણ સાથેના વિવિધ પ્રેમભર્યા પ્રસંગોથી પૂર્ણ વીતી. પછી શ્રીકૃષ્ણે કૃપા કરીને એમને પોતાની નિત્યલીલામાં પ્રવેશ કરાવ્યો. વળી એવી પણ કિંવદન્તી છે કે શ્રીકૃષ્ણચંદ્રની કૃપાથી બિલ્વમંગળનો જયદેવ કવિ (ગીતગોવિંદના કર્તા) રૂપે અવતાર થયો હતો અને એ જયદેવ–અવતાર પછી "કૃષ્ણલીલા તરંગિણી"ના કર્તા નારાયણતીર્થરૂપે બિલ્વમંગળનો બીજો અવતાર થયો હતો.